K. R. CAMA ORIENTAL INSTITUTE PUBLICATION No. 6.

# નવસારીની વડી દરેમેહરમાં થયલા નાવરોની ફેહરેસ્ત.

સંવત ૧૬૮૯ (ઇ. સ. ૧૬૩૩) થી
સંવત ૧૯૮૪ (ઇ. સ. ૧૯૨૮) સુધીની

તથા

વડી દરેમેહરમાં થયલી
નીરંગદીન અને વરસ્યાની નોંધ.

દફતર પહેલું.

નાવર સંવત ૧૬૮૯—૧૯૦૧
(ઇ. સ. ૧૬૩૩—૧૮૪૫).

સંગ્રહ કરનાર
રવદ માહીયાર નવરોજી કુતાર.

છપાવી પ્રગટ કરનાર
ધી કે. આર. કામા ઓર્યેન્ટલ ઇન્સટીટયુટ.

મુંબઇ.

સને ૧૯૨૯ ઇસ્વી.

K. R. CAMA ORIENTAL INSTITUTE PUBLICATION No. 6.

# નવસારીની વડી દરેમેહરમાં થયલા નાવરોની ફેહરેસ્ત.

સંવત ૧૬૮૯ (ઇ. સ. ૧૬૩૩) થી
સંવત ૧૯૮૪ (ઇ. સ. ૧૯૨૮) સુધીની

તથા

## વડી દરેમેહરમાં થયલી નીરંગદીન અને વરસ્યાની નોંધ.

દફતર પહેલું.

નાવર સંવત ૧૬૮૯—૧૯૦૧.
(ઇ. સ. ૧૬૩૩—૧૮૪૫).

સંગ્રહ કરનાર
એરવદ માહીયાર નવરોજી કુતાર.

છપાવી પ્રગટ કરનાર
ધી કે. આર. કામા ઓર્યેન્ટલ ઇન્સ્ટીટ્યુટ.

મુંબઇ.

સને ૧૯૨૯ ઇસ્વી.

આ પુસ્તક "શાહનામા પ્રેસ," નં૦ ૧૨, કંત્રાકટર બીલ્ડીંગ, કારવાર સ્ટ્રીટ, ફ્રીયર રોડ, કોટ, મુંબઇમાં ફરામરોજ પીરોજશા વખારીઆએ છાપ્યું છે અને ધી કે. આર. કામા ઓર્યેન્ટલ ઇન્સ્ટીટયુટે સુખડવાલા બીલ્ડીંગ ૧૭૨, હોર્નબી રોડ, કોટ, મુંબઈ મધ્યેથી તે પ્રગટ કીધું છે.

# શરૂઆતના બે બોલ.

નૌસારીના જલવાઇ રહેલા કોઇક અગતના દસ્તાવેજોમાંના બે દસ્તાવેજો ઉપર પ્રોફેસર શાપુરશા હોરમજી હોડીવાલાએ પોતાના તા૦ ૪થી જાન્યુઆરી ૧૯૨૭ના પત્રમાં નીચે પ્રમાણે લખી મારૂં ધ્યાન ખેંચ્યું:—

"I have always thought that all the existing Ms. materials for Parsi History should be printed, as Mss. are liable to loss and decay. For this reason, I think it a great pity that the two volumes of old documents in the Meherjirana Library have not yet been printed and published. What a calamity would it be, if they were lost, stolen or destroyed? Similarly, the Ms. Fihrist of Navar, Nirangdin, etc., transcribed by Dastur Jamaspji Sorabji, which is in the possession of Mr. Mahiar Kutar, must be also removed for ever from these risks by being reproduced in print. Can't the Cama Institute undertake these two tasks?"

આ પત્ર મલવા આગમજ મને આ ઇન્સ્ટીટયુટના પ્રેસીડન્ટ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેઘાત સાથે આ પ્રકારના દસ્તાવેજો છપાવવા બાબે વાત થઈ હતી અને તેવણે તે છપાવવાનો ખ્યાલ મારા મનમાં મેલ્યો હતો. આ સબબે પ્રો. હોડીવાલાનો પત્ર મલ્યા પછી મેં એરવદ માહયાર નવરોજી કુટાર પાસે દસ્તુર જામાસ્પજીની ફેહરેસ્તનો હસ્તલેખ મંગાવ્યો, અને તે કેમ છપાવવો તે બાબે તેવણ તથા શેઠ ખરેઘાત તથા મારી વચ્ચે બે ત્રણ મુલાકાત દરમ્યાન ગોઠવણ થઇ. તે છપાવવાના ખરચનો અડસતો મેલવી, એ બાબત આ ઇન્સ્ટીટયુટની કમીટી હજુર તા૦ ૪થી જુલાઇ ૧૯૨૭ના દીવસની સભામાં મુકવામાં આવી, અને તેઓએ મેહેરબાની કરી એ છપાવવાની મંજુરી આપી.

ત્યારબાદ એ છપાવીને પ્રગટ કરવાની સર્વ મેહેનત એરવદ માહયાર કુતારે કીધી છે. તેવણે દસ્તુર જામાસ્પજીના હસ્ત લેખની બરાબર નકલ પોતાની દેખરેખ હેઠળ કરાવી છે, અને તેમાં ફુટનોટ મારફતે સમજણ તથા સુધારા સુચવ્યા છે. જે નોંધો સંવત ૧૯૨૧ (ઈ. સ. ૧૮૬૪-૬૫)ની આગલની દસ્તુર જામાસ્પજીના હસ્ત લેખમાં નહી હતી તે એવણે બીજે ઠેકાણેથી મેલવી પુરી પાડી છે. તેમજ ઇ. સ. ૧૮૬૪-૬૫થી ઇ. સ. ૧૯૨૮ સુધીની સર્વ

નોંધો એવણે પોતા હસ્તકના તથા બીજા સાહેબો હસ્તકના હસ્ત લેખોમાંથી પુરી પાડી છે, જેથી એ પુસ્તક ફક્ત અસલી તવારીખ માટેજ નહીં, પણ હાલ સુધીની હકીકત માટે ઘણુંજ ઉપયોગી થઇ પડશે. અથોરનાનોની અસલ તવારીખ તથા વંશાવળી વીષે એવણે એક વિદ્વતા ભરેલો દીબાચો લખ્યો છે, અને નોંધો સર્વને સમજ પડે તે માટે પુરતા ખુલાસા ઉમેરયા છે; અને કોઇ પણ આસામી વીષેની નોંધ તરત મલે તે માટે ઘણી મેહનતથી સાંકલ્યું તૈયાર કીધું છે. સર્વ પ્રુફો પણ એવણેજ તપાસ્યા છે. એ રીતે એવણે પોતાની કાબેલીઅત તથા અનુભવનો લાભ બીજાઓને આપવા જે મેહેનત લીધી છે તે માટે એવણનો આભાર માનું છું.

જે સખાવતી ખાતાંઓએ અને જે સખી તખઅ પુરૂષોએ આ પુસ્તક છપાવવાના કામમાં મદદ કીધી છે તેઓનો મોટો ઉપકાર માનું છું.

**જીવનજી જમશેદજી મોદી,**

જોઇન્ટ ઓનરરી સેક્રેટરી,

ધી કે. આર. કામા. ઓરીએન્ટલ ઇન્સ્ટીટયુટ.

તા૦ ૧૬ મી ઑગષ્ટ ૧૯૨૯.



# દીબાચો.



શ્રી નવસારીની વડી દરેમેહર ઇ. સ. ૧૧૪૨ અને ય. જ. ૫૧૧માં સ્થાપવામાં આવી હતી. જૂની નોંધ પ્રમાણે નવસારીમાં પહેલો આવનાર મોબેદ તે કાકા પાલન અને કાકા ધનપાલની પોળનો વડવો ઝરતોશ્ત મોવદ હતો, કે જેનો એક બીજો ભાઈ બેહરામ મોવદ શ્રી ભરૂચ ખાતે જઇ વસ્યો હતો. આ ઝરતોસ્ત મોવદ પોતાના બે છોકરાઓ કામદીન અને મોવદ સાથ નવસારી આવ્યો હતો. આ મોવદ ઝરતોસ્ત તે ગોદાવરા અને સુરત્યા મોબેદોનો વડવો છે.

ઝરતોસ્ત મોવદના છોકરા કામદીન ઝરતોસ્તનો એક છોકરો મોવદ નામનો હતો, જેના બે છોકરાઓ કામદીન મોવદ અને લખ્મીધર મોવદ નામના હતા. કામદીન મોવદની અઉલાદના "કાકા પાલન"ની પોળ તરીકે અને લખ્મીધર મોવદની અઉલાદના 'કાકા ધનપાલ"ની પોળ તરીકે ઓળખાય છે.

આ વિષે કેટલીક ઘણી જાણીતી કેતાબોમાં કાંઇક હેરફેર લખાણ છે. "પારસી પ્રકાશ"ને બીજે પાને નવસારીમાં પહેલો આવનાર તરીકે કામદીન ઝરતોસ્તને જણાવે છે, જો કે ખરી રીતે તો તેનો બાપ ઝરતોસ્ત મોવદ પહેલો આવનાર તરીકે હતો. તેમજ પાને ત્રીજે ફુટનોટ બીજીમાં મોવદ કામદીનને કાકા ધનપાલની પોળના વડવા તરીકે જણાવ્યો છે, જે દેખાદતી રીતે નઝરચૂકથી લાગે છે. તેમજ મર્હૂમ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દ. મેહરજીરાણાની "ભગરસાથ વંશાવળી"ને પાને બીજે મૂળ પુરૂષ ઝરતોસ્ત મોવદના છોકરા કામદીનનું નામ કાંઇક નઝરચૂકથી રહી ગયલું લાગે છે, જો કે તે પહેલે પાને બરાબર આવેલું છે. તેમજ એ વંશાવળીમાં ઝરતોસ્ત મોવદને નવસારી આવવાનો સને ય. જ. ૫૫૧ લખ્યો છે, તે પણ નઝરચૂક છે. ખરેખર તો તે ૫૧૧ જોઇયે, તેમજ વડી દરેમેહરમાં મુકાયલી તખ્તીમાં પણ સને ૫૫૧ છે, તેને બદલે ૫૧૧ વંચાવો જોઇયે.

કાકા પાલનની પોળનું નામ પાલન આનના નામના એક પ્રખ્યાત મોબેદ ઉપરથી પડ્યું છે, જેનું સત્તાવાર નામ આપણને ઇ. સ. ૧૫૧૬ની જામાની રેવાયતમાંથી મળે છે અને બીજી કાકા ધનપાલની પોળનું નામ પ્રખ્યાત થઇ ગયલા વિદ્વાન આસ્દીન કાકાના બાપ કાકા ધનપાલ ઉપરથી પડ્યું છે, કે જેનું સત્તાવાર નામ ઇ. સ. ૧૫૪૩ના એક જૂના લેખમાં આપણને મળે છે.

આ બન્ને પોળો એક બાપના બે છોકરાઓથી પડી છે. અહીં ખોલાસો થવો જોઇયે, કે કાકા પાલન અને કાકા ધનપાલના વખતથી કાંઇ આ બે પોળ ઉત્પન્ન થઇ હતી નહીં, પણ તેઓના વડવાઓ કામદીન મોવદ કામદીન અને લખ્મીધર મોવદ કામદીન એ બન્ને ભાઇઓથી ઉતરી આવી હતી; પણ એ બેહુ પોળની અંદર પાલન આનના (કાકા પાલન) અને કાકા ધનપાલ ઘણા પ્રખ્યાતીમાં આવેલા હોવાથીજ તે બન્નેનાં નામ ઉપર આ બન્ને પોળો ઓળખાય છે.

હવે જ્યારે પાછળથી આ બે ભાઇઓના કુટુંબી મોબેદોથી નવસારી અને તેની આસપાસના પોતાનાં પંથકનાં ગામોના બેહદીનોનું ક્રિયાકામ પુરૂં પડી શક્યું નહીં, ત્યારે હોમ બહમન્યાર નામના એક સંજાના મોબેદને સંજાનથી બોલાવી મંગાવ્યો. આ હોમ બહમન્યાર

તે સંજાના મોબેદોના નવ કુટુંબના વડવા હોરમજદયાર બહમન્યારનો ભાઇ થાય. આ હોમ બહમન્યાર પોતાના છોકરા ફરેદુન હોમ અને નબીરાઓ આશા ફરેદુન, માહીયાર ફરેદુન અને ચાંદા ફરેદુનને લઇ નવસારી આવ્યો.

હવે આશા ફરેદુન, માહીયાર ફરેદુન અને ચાંદા ફરેદુન નવસારીનાં આખાં પંથકના અડધા ભાગ્યા બન્યા, એટલે નવસારીનાં આખાં પંથકના અડધા ભાગ્યા તરીકે કાકા પાલન અને કાકા ધનપાલના કુટુંબીઓ અને બીજા અડધાં પંથકના અડધા ભાગ્યા તરીકે આશા, માહીયાર અને ચાંદા ફરેદુનના કુટુંબીઓ થયા. આ ત્રણમાંની પહેલી આશા ફરેદુનની પોળના છોકરા વાછા આશા ફરેદુનનું સત્તાવાર નામ ઈ. સ. ૧૪૭૮ ની નરીમાન હોશંગની હિન્દુસ્તાનમાં આવેલી પહેલી રેવાયતમાં મળે છે, એટલે વાછા આશાના બાપનો બપાવો હોમ બહમન્યાર ઇ. સ. ૧૩૭૦ ને આસરે સંજાનથી નવસારી આવેલો હોવો જોઇયે, જો કે આપણા લોકોની માન્યતા પ્રમાણે તો હોમ બહમન્યાર ઇ. સ. ૧૨૧૫ માં નવસારી આવેલો ગણાય છે.

હવે જ્યારે નવસારીનું પંથક બે ભાગમાં વહેંચાઈ ગયું, એટલે એક ભાગમાં એક બાપના બે છોકરાઓ અને બીજા અડધા ભાગમાં એક બાપના ત્રણ છોકરાઓ ભાગ ખાવા લાગ્યા, ત્યારે સઘળું કામ તેઓ વહેંચી વાંટીને કરવા લાગ્યા. હવે નવસારીનું પંથક બે ભાગમાં વહેંચાઇ જવાથી ત્યાંના મોબેદો "ભગરીઆ" અથવા "ભગરસાથ" તરીકે ઓળખાવા લાગ્યા. "ભગર" (એટલે ભાગ હિસ્સો વાંટીને ખાનારા) એ શબ્દ અસલમાં જે બાજો વડી દરેમેહરમાં આવતી હતી, તે બાજો જેનો વારો હોય, તે ઇજતો હતો, અને તેના બદલામાં દરેક બાજમાંથી એકકો દરૂન કાઢી લેતો હતો, તે ઉપરથી નીકળ્યો છે એ દરૂન કાઢવાને "ભગર કાઢવી" કરી આગળના લોકો બોલતા હતા, તે ઉપરથી "ભગર કાઢનારા" અથવા "ભગરીઆ" શબ્દ હસ્તીમાં આવ્યો, જે આજ સુધી ચાલુ રહેલો છે.

ભગરસાથ ટોળો અસલથીજ દરેક કામકાજ વહેંચી વાંટીને કરતો હતો. એક ભગરસાથ મોબેદને ત્યાંની ચોકસ ક્રિયા કરવાનો હક તેના અતલગના ખેશીનો યાને કાકાનોજ હોય છે. એક મોબેદના પાલક થયલા છોકરાનો હક પણ સગા છોકરા માફકજ ગણાય છે અને આ રેવાજ નવસારીનાં વડાં પંથકમાં અસલથી તે આજ સુધી ચાલુ રહેલો છે.

આ સઘળા રેવાજો ચાલુ થવાથી ભગરસાથ ટોળાને અસલથીજ "ફેહરેસ" અથવા "ફેહ-રેસ્ત" યાને "સિલ્સેલો" ચાલુ રાખવા માટેનાં નામોની ટીપ રાખવાની ફરજ પડતી હતી અને તેથીજ આ ટોળાના થોડાક બુઝોર્ગ મોબેદો, દરેક ભગરસાથ મોબેદોની "ફેહરેસ" ધરાવતા હતા, કે જ્યારે પણ ભાગલાગની તકરાર યા અમુક ક્રિયા કોણને ઘટે તેનો વાંધો પડે, તો તેઓ ફેહરેસમાં જોઇ તેનો ફડચો કરતા. અમુક મોબેદ તો ફલાનાનો પાલક થઇ ગયો છે, એટલે તેને આ કુટુંબમાં ક્રિયા ઘટતી નથી અથવા આ મોબેદ ફલાનાનો પાલક થઇ આ કુટુંબમાં આવ્યો છે, એટલે તે એજ કુટુંબમાં ભાગલાગ ખાય, વગેરે તેઓ ફેહરેસ ઉપરથી જણાવતા.

ભગરસાથ ટોળામાં એવો રેવાજ છે, કે અમુક ક્રિયા કરવાનો હક, જેવી કે લગન, નવજોત, ધુપ વગેરે જે શખ્સને ઘટે, તે "નાવર" થયલો હોવો જોઇયે. જો તે ઓસ્તો હોય, તો તેને કોઇ પણ જાતની ક્રિયા ઘટતી નથી. આ સબબસર ભગર ટોળામાં "નાવરની નોંધ" રાખવાનો ચાલ નીકળ્યો. અમુક મોબેદ નાવર થયલો છે, કે નહીં, તેનો ફડચો તેઓ "નાવરની ફેહરેસ"

જોઇને કરતા. આવી રીતે "નાવરની ફેહરેસ" ઘણા લામ્બા ઝમાનાથી ભગર ટોળામાં ચાલુ થઇ છે, પણ આપણાં કમનસીબે તે સંપૂર્ણ જળવાઇ રહી નથી.

ભગરસાથ ટોળામાં આજે જે જૂનામાં જૂની નાવરની ફેહરેસ જળવાઇ રહી છે, તે ફકત ૩૮૦ વર્ષથીજ જળવાઇ રહી છે, તેની આગમચના કોઇ પણ વર્ષોની નાવરની નોંધ બિલકુલ મળતી નથી. આ નાવરોની નોંધ ઈ. સ. ૧૬૩૩ (સંવત ૧૬૮૯)થી શુરૂ થાય છે અને તે પણ અમારા વિચાર પ્રમાણે અધુરી લાગે છે; કારણ કે સંવત ૧૬૮૯માં ફકત એકજ નાવર નોધાયલો છે. તે પછી ૧૬૯૦માં પણ એકજ નાવર નોધાયલો છે અને ૧૬૯૧માં છ નાવર નોધાયલા છે અને તે પછીનાં બીજા વર્ષોમાં પણ એકુ બે નાવર થયલા નોધાયલા છે અને સંવત ૧૭૦૫નું વર્ષ સદન્તર ખાલી ગયું છે. એ બાબતમાં કદાચ એવું પણ અનુમાન થઈ શકે, કે ૩૦૦ વર્ષ ઉપર આપણા ટોળાની વસ્તી બહુજ કમી હોય અને નાવરો જુજ થતા હોય.

સંવત ૧૬૮૯થી જો કે નાવરોની નોંધ મળે છે, તો પણ સંવત ૧૭૩૧થી ૧૭૩૭ સુધીના ૭ વર્ષના નાવરની નોંધનો ગાળો તો પડેલોજ રહેલો હતો અને સર્વ ફેહરેસ રાખનારા સાહેબો તે ૭ વર્ષનો ગાળો ગુમ થયલોજ માનતા હતા; પણ આસરે ૫૮ વર્ષની વાત ઉપર નવસારીની ભગર અન્જુમનના એક જાણીતા ગ્રહસ્થ મર્હૂમ મોબેદ સાહેબ હોરમજી નવરોજી બામજી, કે જેઓ પણ બીજાઓ માફક નવસારીની ભગર અન્જુમનની ફેહરેસ રાખનાર હતા, તેવણને એક જૂની નાવરની ફેહરેસ હાથ લાગી અને તેમાં સંવત ૧૬૮૯થી ૧૭૭૦ સુધીના નાવરોની નોંધ નીકળી, જેમાં પેલો ૭ વર્ષનો ગાળો પણ સમાઇ ગયો હતો.

આ જુની નાવરની ચોપડી ઇ. સ. ૧૮૭૧માં મર્હૂમ દ. ખુરશેદજી જમશેદજી જામાસ્પ આશાનાએ છપાવી બાહેર પાડી હતી. આ સંવત ૧૭૩૧થી ૧૭૩૭ સુધીના ૭ વર્ષના ગાળા માટે મર્હૂમ દ. જામાસ્પજી સોહરાબજી મેહરજીરાણાએ સંવત ૧૬૮૯થી ૧૯૨૧ સુધીના નાવરોનાં લખેલાં પુસ્તકમાં કેટલીક ટીકા કરી છે (જુઓ આ પુસ્તકને પાને ૩૬મે); પણ અમારા મર્હૂમ મુરબ્બી બાવાજી તેમજ બીજા અનુભવી ફેહરેસ રાખનારાઓથી એ ચોપડીનાં ખરાંપણાં વિષે ખાતેરી થયલી હોવાથીજ અમોએ એ ૭ વર્ષના ગાળાના નાવરો આ પુસ્તકમાં દાખેલ કર્યા છે.

સંવત ૧૬૮૯થી તે હાલના વખત સુધીમાં થયલા નાવરોની નોંધ અમોએ આ પુસ્તકમાં દાખેલ કરી છે; છતાં પણ કેટલાક વર્ષોના નાવરોની નોંધ અમોને મળી નથી, તે અમોને ઘણી દિલગીરીસાથ છોડી દેવી પડી છે. એ નાવરોની નોંધ ધરાવનારાઓ પાસે અમોએ બનતાં સુધી સઘળા નાવરો મેળવવા માટે ઘણીક કોશેશ કરી હતી, છતાં પણ અમોને તે સંપૂર્ણ નોંધ મળી નથી.

આ નાવરોની નોંધ કાંઈ સઘળા ભગરીઆ મોબેદોનીજ નથી, પણ પારકા પંથકના મોબેદો જેવા કે સંજાના (ઉદવાડીયા), સુરત્યા, ગોદવરા, ભરૂચા, અંકલેસરીયા, ખંબાતા વગેરેના થોડાક નાવરોની નોંધ આ પુસ્તકમાં જળવાયલી છે, એટલે આ પુસ્તક ભગરસાથ સિવાયના બીજા સઘળા પંથકના મોબેદોને પણ થોડું ઘણું ઉપયોગી થઇ પડશે.

નવસારીની દરેમેહર "વડી" ઓળખાવાનું મુખ્ય કારણ એજ છે, કે એ દરેમેહરમાંથી હેરબુદ થઈ બાહેર પડેલો મોબેદ પછી તે ભગરીઓ હોય, કે કોઇ બીજાં પંથકનો હોય, તે સઘળી દરેમેહરોમાં વાપરી શકે છે અને ત્યાંનો આલાત બીજા પંથકવાળાઓ પણ પોતાને ત્યાં

લઇ જઈ વાપરી શકે છે. નવસારીની વડી દરેમેહર સિવાય કોઈ બીજે ઠેકાણે હેરબુદ થયલા ભગરીઆથી વડી દરેમેહરમાં વપરાઇ શકાતું નથી, તેથીજ નવસારીની દરેમેહર "વડી" ગણાય છે.

આ પુસ્તક લખવા માટે મુખ્ય મદદ મર્હૂમ દ. જામાસ્પજી સોહરાબજી મેહરજીરાણાએ સંવત ૧૬૮૯ થી ૧૯૨૧ સુધીનાં લખેલાં પુસ્તકની લીધી છે, કે જે પુસ્તક અમારી પાસે હાલ જળવાઇ રહેલું છે; જો કે અમારા મર્હૂમ બાવાજીનાં પુસ્તકખાનામાં પણ એ સઘળા નાવરો જુદી જુદી ચોપડીઓથી લખાયલા મઉજૂદ છે, તો પણ એકજ સિલ્સેલાબંધ પુસ્તકનો ઉપયોગ સવળના ભરેલો હોવાથીજ અમોએ મર્હૂમ દ. જામાસ્પજીના પુસ્તક ઉપરથી એ સઘળી નોંધ લીધી છે. એ પુસ્તકમાં ઘટતા થોડાક વર્ષોના નાવરો અમોએ અમારી ચોપડીમાંથી લઇ આ પુસ્તકમાં દાખેલ કર્યા છે.

મર્હૂમ દ. જામાસ્પજી મહેરજીરાણાનો હસ્તલેખ જે અમારી પાસે છે તે બીજા સાહેબોના જોવાથી આ ફેહરેસ છાપવાનો ખેયાલ ઉત્પન્ન થયો છે. આ હસ્તલેખમાં ૬૭૩ પાના લખાણનાં છે. પાને એકથી ૪૯૬ સુધી સંવત ૧૬૮૯ થી ૧૯૨૧ સુધીની નાવરની નોંધો છે, જેમાં નીચલા સાલના નાવરોની નોંધ નથી. સંવત ૧૭૩૧ થી ૧૭૩૭ સુધી, ૧૮૨૭ થી ૧૮૩૨ સુધી તેમજ ૧૮૩૭, ૧૮૩૮ અને ૧૮૬૭ થી ૧૮૭૬ સુધીના નાવરો લખાયલા નથી. પછી એ પુસ્તકને પાને ૪૯૭ થી ૫૧૨ સુધીમાં સંવત ૧૬૧૬ થી ૧૮૯૧ સુધીની નીરંગદીનની નોંધ આપેલી છે અને પાને ૫૧૩ થી ૫૧૭ સુધીમાં સંવત ૧૭૩૭ થી ૧૯૩૮ સુધીની નવા વરસ્યાની નોંધો છે. પાને ૫૧૮ થી ૬૬૧ સુધી ભગરસાથ અથોરનાન વંશાવળી છે. અને પાને ૬૬૨ થી ૬૭૩ સુધી ઉદવાડા તેમજ વલસાડના સંજાના અથોરનાનોની વંશાવળી આપેલી છે. આ પુસ્તકનું ટાઇટલ પેજ એવણે આ પ્રમાણે લખેલું છે.—"જુની ફરેશની ચોપરી–શંવત ૧૬૮૯ થી તે શંવત ૧૯૨૦ શુધીનીના શાલની લખી છે–બનાવનાર–જામાશજી શોરાબજી કાઉશજી દશતુર મેરજીરાંનાં–શંવત ૧૯૨૮ નાં શાલમે તમામ કીધી છે."

મર્હૂમ દ. જામાસ્પજીનાં પુસ્તક ઉપરથી સંવત ૧૬૮૯ થી ૧૯૨૧ સુધીના નાવરો આ પુસ્તકમાં દાખેલ કર્યા પછી ૧૯૨૨ થી યાને નંબર ૫૪૩૭ થી તે સંવત ૧૯૫૧ યાને નંબર ૬૭૮૦ સુધીના ૩૦ વર્ષનાં નાવરો અમોએ અમારા મર્હૂમ બાવાજી નવરોજી દ. રતનજી કુતારની ચોપડીમાંથી લઇ આ પુસ્તકમાં દાખેલ કર્યા છે; કારણ કે અમારા બાવાજીનાં પુસ્તકખાનામાં સંવત ૧૬૮૯ થી (યાને શુરૂઆતથીજ) તે સંવત ૧૯૫૧ સુધીના લખેલા નાવરો મઉજુદ છે.

સંવત ૧૯૫૧ પછીના નાવરો મર્હૂમ મોબેદ સાહેબ રૂસ્તમજી ખુરશેદજી અવાસ્યા ઉર્ફે પેહલવાનનાં પુસ્તકખાનામાંથી તેવણના પાલક બેટા એરવદ સાહેબ સોહરાબજી કાઉસજી દોરડી પાસે માંગતાં તેવણ સાહેબે તેટલાજ નાવરો નહીં; પણ તેવણ પાસ મર્હૂમ પેહલવાનનાં પુસ્તક ખાનામાં જેબી નાવરો બચી રહ્યા હતા, તે સઘળા નાવરો મોકલી આપતાં તે પાછા નહીં મોકલવાની અને તેનો ગમે તેવો ઉપયોગ કરવાની જે ઉદારતા બતાવી છે, તે માટે એરવદ દોરડીનો અમો ઉપકાર માન્યે છિયે.

આ મર્હૂમ પેહલવાનની ચોપડીઓમાંથી અમોએ સંવત ૧૯૫૪ યાને નંબર ૬૭૮૧ થી તે સંવત ૧૯૬૨ યાને નંબર ૭૧૪૩ સુધી વર્ષ ૯ ના નાવરો આ પુસ્તકમાં દાખેલ કર્યા છે.

સંવત ૧૯૬૫ યાને નંબર ૭૧૪૪ થી તે સંવત ૧૯૮૪ યાને નંબર ૭૮૯૨ સુધી એટલે શેવટ સુધીના ૨૦ વર્ષના નાવરો નવસારીનાં કોટવાલ કુટુંબના નબીરા એરવદ પીરોજશાહ

આદરજી કોટવાલ, કે જેવણે હાલ નવસારીની વડી દરેમેહરમાં થતા નાવરોની નોંધ લેવાનું ચાલુ રાખ્યું છે, તેવણે અમોને આપ્યા છે, તે માટે એ એરવદ સાહેબનો ઉપકાર માની આ પુસ્તકમાં દાખેલ કર્યા છે.

સંવત ૧૬૮૯ થી તે સંવત ૧૯૮૪ એટલે શેવટ સુધીના નાવરો અમોએ આ પુસ્તકમાં દાખેલ કર્યા છે; તોપણ તેમાં નીચલાં વર્ષોના નાવરો કોઇ પણ ફેહરેસ્ત રાખનારને ત્યાં નોંધાયલા નથી, તે અમો પણ દાખેલ કરી શકયા નથી—સંવત ૧૭૦૫, ૧૮૨૭ થી ૧૮૩૨, ૧૮૩૭, ૧૮૩૮, ૧૮૬૭ થી ૧૮૭૦, ૧૮૭૫ અને ૧૮૭૬. તે પછીના સંવત ૧૯૫૨, ૧૯૫૩, ૧૯૬૩ અને ૧૯૬૪ના વર્ષના નાવરો જો કે લખાયલા હોવા જોઇયે, તોપણ અમારી ઘણીક કોશેશ છતાં તે અમો મેળવી શકયા નથી.

## નીરંગદીન.

જેમ નાવરની ફેહરેશ્ત દરેક ફેહરેસ્ત રાખનારાઓ પાસ જળવાયલી રહેલી છે, તેમજ નીરંગદીનની ફેહરેસ્ત પણ સઘળાઓ પાસે મઉજુદ છે; પણ આ નીરંગદીનની નોંધ પણ અમોએ દ. જામાસ્પજીની ચોપડી ઉપરથીજ આ પુસ્તકમાં દાખેલ કરી છે. આ નોંધ એ પુસ્તકને સફે ૪૯૭ થી શુરૂ થાય છે, તે સફે ૫૧૨ મે પુરી થાય છે. એ નોંધ આ છાપેલાં પુસ્તકને પાને ૧૦૭૩ થી શુરૂ થાય છે અને તેના નંબરો પણ અમોએ જુદાજ એટલે ૧, ૨ થી શુરૂ કર્યા છે.

જેમ નાવરની નોંધ સંવત ૧૬૮૯ થી શુરૂ થાય છે, તેમ નીરંગદીનની નોંધ સંવત ૧૬૧૬ (ઇ. સ. ૧૫૬૦) થી આપણી પાસે જળવાઇ રહેલી છે. આ નીરંગદીનની નોંધ ઉપરથી માલૂમ પડે છે, કે ઈ. સ. ૧૫૮૨ માં નવસારીના પ્રખ્યાત શેઠ ચાંગા આશાના નબીરા બહમન માનેકના છોકરા નોશેરવાન બહમને પોતાને નામે નીરંગદીનની ક્રિયા કરાવી હતી (જુઓ એ નીરંગદીનની નંબર ૪ની નોંધ), તે ઉપરથી પણ ચાંગા આશાનો વખ્ત ઇ. સ. ૧૪૭૮ થી તે ૧૫૧૧ સુધીનો જે આપણને રેવાયતો ઉપરથી મળે છે, તે તદ્દન બરાબર છે. ૧૦૦ વર્ષની ૩ પેઢી ઘણીજ પુરતી ગણાય. હવે જો આપણે ઇરાનશાહ આતશબેહરામ સાહેબને નવસારી લાવવાનો સને ઇ. સ. ૧૪૧૯ નો ખરો માન્યે, તો બેશક કે વખ્ત ચાંગા આશાનો મળી શકે નહીં.

આ નીરંગદીનની નોંધ ઉપરથી એક બીજાું એવું અનુમાન નીકળે છે, કે નવાં બરસ્નુમ લયા વગર પણ નીરંગદીનની ક્રિયા થઇ શકે. સંવત ૧૬૪૮ (ઇ. સ. ૧૫૯૨)માં રોજ ૧૦ માહ ૧૨ ને દીને એક નીરંગદીન ફા. સમસ્તે અન્જુમનને નામે નોંધાયલી છે (જુઓ નીરંગદીન નંબર ૫) એટલે જો તે નીરંગદીન નવાં બરસ્નુમ લઇને કીધી હોય, તો તે બની શકે તેમ લાગતું નથી; કારણ કે જો બરસ્નુમમાંજ બેસીને કીધી હોય, તો તે મોબેદોએ રોજ દીન અને માહ બહમનને દીને બરસ્નુમમાં બેસવું જોઇયે; પણ તે તો પુરતા વરસાદનો હન્ગામ હોવાથી આપણે ધાર્યે છિયે, કે તેઓ બરસ્નુમ લયા વગર જૂનાં બરસ્નુમેજ તે નીરંગદીનની ક્રિયા કીધેલી હોવી જોઇયે.

આ નીરંગદીનની નોંધ સંવત ૧૬૧૬ થી યાને નંબર ૧ થી તે સંવત ૧૮૯૧ યાને નંબર ૧૭૭ સુધી મર્હૂમ દ. જામાસ્પજીની ચોપડી ઉપરથી લીધી છે અને તે પછી ૧૮૯૨ અને નંબર ૧૭૮ થી તે સંવત ૧૯૬૩ અને નંબર ૫૦૩ સુધીની નીરંગદીનની નોંધ અમોએ અમારા મર્હૂમ બાવાજીનાં પુસ્તક ઉપરથી લીધી છે.

## વરસ્યા.

જેમ અમોએ નીરંગદીનની નોંધ આ પુસ્તકમાં આપી છે, તેમજ વડી દરેમેહરમાં થયલા નવા વરસ્યાની નોંધ પણ એમાં દાખેલ કીધી છે. કમનસીબે આ નોંધ કાંઇ ઘણી જૂની નથી, પણ સંવત ૧૭૩૭ (ઇ. સ. ૧૬૮૧) થી મળે છે, જે નીરંગદીન અને નાવરની નોંધ કરતાં ઘણી પાછળની છે. આ વરસ્યાની નોંધ સંવત ૧૭૩૭ યાને નંબર ૧ થી તે સંવત ૧૯૩૮ સુધી યાને નંબર ૨૮ સુધીની નોંધ અમોએ મહૂર્મ દ. જામારપજીનાં પુસ્તકને પાને ૫૧૩ થી ૫૧૭ સુધીના વરસ્યાની નોંધ ઉપરથી આ પુસ્તકમાં દાખેલ કરી છે.

આપણા મોબેદ સાહેબોમાં એવી માન્યતા ચાલતી આવેલી છે, કે એક વરસ્યો મરતબ થયો હોય અને ત્યારબાદ તે વરસ્યાને કાંઇ ખોડ, ખાંપણ અથવા કાંઈ ઝખમ થયલો જણાય તો તે વરસ્યો ક્રિયા કામમાં ચાલી શકે નહી, તેને રદ કરી બીજો નવો વરસ્યો કરવો જોઇયે.

આ માન્યતા નીચલા દાખલા ઉપરથી ભૂલભરેલી માલૂમ પડે છે. સંવત ૧૮૪૭ ના વર્ષમાં નવસારીની વડી દરેમેહરના વરસ્યાને કોઇએ તેના પાછળા પગને ઝખમ કીધો, જેથી તે ઘણો કાહેલી પડયો. તે વખતે પણ હાલનીજ માફક મોબેદોમાં ઘણીક ચકચાર ચાલી, કે એને રદ કરી બીજો નવો વરસ્યો કરવો. શેવટે સઘળી અન્જુમન વડી દરેમેહરમાં એકઠી મળી ત્યાં લમ્બાણ તકરાર ચાલ્યા પછી એવો ઠરાવ થયો, કે એ વરસ્યો હયાત છે, ત્યાંસુધી સર્વ ક્રિયા-કામ ચાલુજ રાખવાં. સઘળા બુઝોર્ગ મોબેદોની મસ્લહતથી તથા વડા બુઝોર્ગવારોની રસમથી ઉપલો ઠરાવ કરીને સઘળાં કામો યઝશ્ને, વંદીદાદ, નીરંગદીન વગેરે ચાલુજ રાખ્યાં. તેની હયાતી સુધી તેને રદ કીધો નહી.

આ નાવરની નોંધ ચોકસ અહરથો પાસે થોડી ઘણી મઉજૂદ હતી, પણ કોઇ પાસે સંપૂર્ણ હતી નહીં, એટલે જો તે સઘળી એકઠી કરી એક પુસ્તકના આકારમાં છપાઇ બાહર પડે, તો હાલની તેમજ આવતી અઉલાદને તેમાંથી પોતાના બુઝોર્ગો કયા કયા વખ્તમાં અને કોણ કોણ થઇ ગયા વગેરે તે માલૂમ પડી આવે.

હવે આ પુસ્તક છપાવીને બાહેર પાડવાનું ખરચાળુ કામ અમો જેવા અદના તરફથી તો કદીબી બની શકેજ નહીં; પણ આપણી કઉમના એક વિદ્વાન અહરથ પ્રોફેસર શાપુરશાહ હોરમસજી હોડીવાળા, કે જેઓએ આ ફેહરેસ્ત જોઇ અને વાપરી હતી અને તેની કીમત સમજતા હતા, તેવણે તે છપાવવાને આપણી કઉમના એક બીજા વિદ્વાન અથોરનાન ટોળાને ઝેબ આપનાર શમ્સુલ ઓલમાં ડા. જીવનજી જમશેદજી મોદી સી. આઇ. ઇ. ને સુચના કીધી, તે ઉપરથી ડા. મોદીએ તે પ્રગટ કરવાને ધી ખ. રૂ. કામા ઓર્યેન્ટલ ઇન્સ્ટીટયુટની કમીટીને ભલામણ કીધી અને તેમ કરવાનું તે કમીટીના સાહેબોએ જે ઉદાર દિલ દેખાડયું, તે માટે એ કમીટીના સાહેબોના તેમજ આપણી પારસી પંચાયતના એક આગેવાન, ઉમંગી અને વિદ્વાન ટ્રસ્ટી સાહેબ શેઠ મનચેરજી પેસ્તનજી ખરેઘાટ આઇ. સી. એસ એ આ પુસ્તક છપાવી બાહેર પાડવામાં પોતાની બોહોળી રોકાણો છતાં, ઘણાંજ ઉમંગથી કેટલીક કાબેલીયતભરી સૂચનાઓ કરી છે, તે માટે એ સર્વ સાહેબોના અમો એકલાજ નહીં, પણ આ પુસ્તકનો લાભ લેનાર દરેક આસામી ભારે એહસાનમંદ બન્યા છિયે.

---

# ખુલાસો.

અહીં ફેહરેસ્તની બાબતમાં કેટલીક સમજુતી આપવી ઠીક થઇ પડશે, કારણ કે ક્રિયા કરનારા અમારા અથોરનાનભાઇઓ તો તે સમજે, પણ મોટે ભાગે બેહદીનો તેમજ ઘણાંક અથોરનાનો પણ આ બાબતોથી નાવાકેફ હશે. પહેલે તો આ ફેહરેસ્તમાં કેટલાક શબ્દો સંક્ષેપમાં લખ્યા છે, તેની ટીપ અને સમજ આ દીબાચાની પાછળ આપી છે.

નાવરની નોંધની રચના મોટે ભાગે એકસરખી હોય છે. પહેલે સાલ અને રોજ માહ પછી નાવર થનારનું નામ તેના બાપદાદા સાથે, ત્યારબાદ ની૦ અથવા નો૦ એટલે નૈયતે શબ્દનો સંક્ષેપ, ત્યારબાદ જેની નૈયતે નાવર થયો હોય તે આસામી મૈયત અથવા હયાતનું નામ, અને ત્યારબાદ ઘણી વખ્તે ફ્રા૦ એટલે ફ્રર્માયેસ્ની શબ્દ અને તે સાથે કોણના ફ્રર્માવ્યાથી નાવર થયો તેનું નામ. તે નોંધની નીચે જે પહેલાં બે નામો આવે છે, તે અસલના મુખ્ય ભાગીદારનાં જેની વિષેશ સમજ નીચે આપી છે. તેઓની નીચે શા. એટલે સારનાર અથવા નાવર પઢાવનારા બે મોબેદોનાં નામ.

દાખલા તરીકે પહેલી નોંધ મધ્યે નાવર થનાર એરવદ માણેક એરવદ હોમજી ઓશતા અસ્પંદીયાર એરવદ નરીમાન નાગોજ રૂસ્તમ વાછા છે. તે નાવર ઓસ્તી કુકી એરવદ હોમજીની નૈયતે થયો છે; તેની સગાઇ પણ આપી છે, કે એ નાવર થનારની પોતાની માય થાય એરવદ બેહરામ આશા, તે કાકા ધનપાલની પોળનો એક મુખ્ય ભાગીદાર છે અને તેની નીચે જમશેદ ચાંદજી તે તેની અઉલાદનો ક્રિયા કરનાર અથવા સારનાર મોબેદ છે. તેમજ બીજું નામ વાછા હોશંગ તે માહીયાર ફ્રેદુનની પોળના એક મુખ્ય ભાગીદારનું છે અને તેની નીચે અઉલાદનો એઝદયાર નેર્યોસંગ સારનાર મોબેદ છે. કોઇક વખ્તે નૈયતે શબ્દ આખો લખાયલો હોય છે, જેમ કે નોંધ નં. ૬૮ મધ્યે.—કોઇક વખ્તે કોણની નૈયતે તેનું નામ લખાયલું નથી, જેમ કે નોંધ નં. ૨૭, ૩૪, ૩૫, ૪૦ વગેરે મધ્યે.—કોઈક વખ્તે ક્રિયા કરનાર મોબેદો પોતાના બીજા ભાગ્યાઓને ચોકસ રકમ આપીને પણ નાવર પઢાવે છે, જેમ કે નોંધ નં. ૫ એ "ટકા* ૬ રાશમે" એટલે ભાગમાં.

જૂની નોંધોમાં કોણના ફ્રર્માવ્યાથી નાવર કીધો, તે ઘણુંખરૂં લખાયલું નથી, પણ કોઈ કોઇ વખ્તે ફ્ર. સંક્ષેપ વાપરવા વગર લખેલું છે; જેમકે નોંધ નં. ૧૭ માં "બેહદીન પદમની નઇઅતે બાપે (એટલે પદમના બાપે) કીધો." તેમજ નોંધ નં. ૧૯ માં એરવદ જમશેદને તેના બાપે તેની બપાઈની નૈયતે કીધો. નોંધ નં. ૨૯૯ અને ૩૦૦ મધ્યે "ફ્રરમાએશન" શબ્દ આખો વાપરેલો છે અને ત્યારબાદ ઘણે ભાગે તેનો સંક્ષેપ ફ્ર. વાપરવામાં આવ્યો છે. નોંધ નં. ૧૦૬ થી ૧૧૬ મધ્યે ફ્ર. સંક્ષેપ વપરાયલો છે, પણ તેમાં નૈયત લખી નથી તેથી સંશય લાગે છે, કે કદાચિત એ નૈયતને અર્થે વપરાયલો હોય.

---

*ટકા એ એક જાતનું તે વખ્તનું ચલણ હતું.

"મુખ્ય ભાગીદાર" જેઓનાં નામો નોંધની નીચે પહેલાં લખાયલાં હોય છે, તેઓની સમજ માટે આ દીબાચાની પછવાડે "ભગર સાથ વંશાવળી" મધ્યેથી ફકરો ટાંકયો છે, જેમાં તેઓનાં નામ તથા વારાની ટીપ આપી છે. નાવરની ક્રિયા માટે બે મોબેદ જોઇયે, તેમાં એક ઝરતોસ્ત મોબેદથી અવતરેલી બે પોળો મધ્યેનો અને બીજો હોમ બહમન્યારથી અવતરેલી ત્રણ પોળો મધ્યેનો. એ પાંચે પોળોના વડાવા જેઓ ઘણું કરીને ઇસવી સનની સોળમી સદીની શુરૂઆતમાં થઈ ગયલા છે અને જેઓ વચ્ચે વંશાવળી મુજબ હિસ્સા કરેલા લાગે છે, તેઓ મુખ્ય ભાગીદાર છે.

એ પાંચે પોળના મુખ્ય ભાગીદારોની વંશાવળી આ દીબાચાની પછવાડે છાપી છે, તે કાંઇક જુજ ફરક સાથ "ભગરસાથ વંશાવળી"ના પહેલાં ત્રણ પાના ઉપર આવેલી છે, તેમજ જાણિતા સ્કોલર પ્રોફેસર શાપુરશાહ હોડીવાળાએ ૧૯૨૫ માં ભાષણો આપ્યાં હતાં, તે ખ. રૂ. કામા ઓર્યન્ટલ ઇન્સ્ટીટયુટના નં. ૮ ના જર્નલમાં છપાયાં છે, તેને પાને ૧૩૦ અને ૧૩૧ મે પણ એ વંશાવળીઓ છે. એ વંશાવળી મુજબ હિસ્સા અથવા વારા છે.

એક દાખલા ઉપરથી ખરી હકીકત જણાશે. કાકા પાલનની પોળના વડવા કામદીન મોવદનો અર્ધો હિસ્સો, તેના બે છોકરા મધ્યે રાણાનો પા હિસ્સો અને રાણાના ત્રણ છોકરા મધ્યે એક બેહરામનો બારમો હિસ્સો, તેથી તેના નબીરા મોવદ બહમનનો બારમો હિસ્સો અને વારો બાર નાવરે એક વખ્ત આવે છે. એજ મુજબ બીજાઓના મળશે.

ઘણું કરીને નાવરની નોંધોમાં એ ટીપમાં આવેલા મુખ્ય ભાગીદારોનાં નામો મળે છે, પણ કોઇ કોઈ વખ્તે તેઓના ભાઇ અથવા બાપ કે છોકરાઓનાં નામો પણ મળે છે; જેમ કે નોંધ નં. ૪૨ વગેરે મધ્યે કાહના આનના છે, તે કાકા પાલનની પોળના પાલન આનનાનો ભાઇ થાય. નોંધ નં. ૧૭ વગેરેમાં નરસંગ આશા છે, તે કાકા ધનપાલની પોળ મધ્યના હીરા, ધનપાલ અને નાગોજ નરસંગનો બાપ, નોંધ નં. ૩ વગેરેમાં પદમ રૂસ્તમ મળે છે, તે આશા ફરેદુનની પોળ મધ્યેના રૂસ્તમ બેહરામનો છોકરો થાય, તેમજ નોંધ નં. ૧૫ વગેરેમાં એ પોળના ડોશા આશા મળે છે, તે ધનપાળ વગેરેનો બાપ થાય. નોંધ નં. ૭૫ વગેરેમાં એજ પોળના વાછા આશા મળે છે, તે એજ પોળના રૂસ્તમ વગેરેનો બાપ થાય. વળી માહીયાર ફરેદુનની પોળ મધ્યે નોંધ નં. ૪ વગેરેમાં શાએર ચાંદા મળે છે, તે ચાંદા આરદીનનો છોકરો થાય. નોંધ નં. ૧૦ માં રૂસ્તમ નાગોજ મળે છે, તે એજ પોળવાળા નાગોજ હીરાનો છોકરો થાય. નોંધ નં. ૪૬ માં ખુરશેદ ભાઇયા મલે છે, તે ભાઈયા હોશંગને બદલે ખુરશેદ જમશેદ ભાઈયાનું નામ છે. નોંધ નં. ૫૧ માં કુકા જીવા તે શહીયાર ડોશાને બદલે છે. નં. ૫૬ માં નરસંગ ચાંદા તે ચાંદા રૂસ્તમને બદલે છે. નં. ૫ માં નાગોજ પદમ તે નાગોજ આશાને બદલે લખાયલો મળે છે.

નાવરની ક્રિયા કેમ થાય છે, તેનાં વર્ણન માટે હું ડા૦ જીવનજી મોદીની "**The Religious Ceremonies and Customs of the Parsees**" ને પાને ૧૯૭-૨૦૭ ઉપર ધ્યાન ખેંચીશ. વળી આ નાવરની બાબતમાં વધારે સમજ માટે આ દીબાચાની પાછળ મર્હુમ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દ. મેહરજીરાણાની ભગરસથિ "અથોરનાન વંશાવળી" મધ્યેથી ઉતારો આપ્યો છે, તેમજ "હિન્દુસ્તાનના અથોરનાનોની વંશાવળી"ની બાબતમાં અમોએ ૧૯૨૬ ના

"સાંજ વર્તમાન"ના પતેતી અંકમાં કેટલીક જાણવાજોગ વિગત આપી હતી, તે પણ આ પછવાડે આપી છે.

આ ફેહરેસ્ત મધ્યેથી આપણને ઘણુંક જાણવાનું મળે છે. કેટલીક નોંધોમાં એક વંશાવળી લંબાનથી આપી છે. વળી ઘણાંક જાણિતા આસામી અથોરનાન તથા બેહદીનનાં નામો તેમાં આવેલાં છે. અમો હાલ તેવાં બેજ નામો ઉપર ધ્યાંન ખેંચી આ ખુલાસો ખતમ કરીશું. એક જાણિતા નર "કિસ્સએ સન્જાન"ના રચનાર બહમન કેકોબાદનું છે, જે નોંધ નં. ૬ અને ૪૮ માં વીકા અથવા વીકજી કુકા કરી આવેલું છે. આગળા વખ્તમાં ઘણાં ખરાં નામો જે હિન્દુઓને મળતાં આપણાં લોકો રાખતા હતા, તે નામો પોતે ફારસી પહલવીનો અભ્યાસ કર્યા પછી તેને ઇરાની નામોમાં ફેરવતા હતા, તેજ પ્રમાણે આ બહમન કેકોબાદનું નામ છે.

દારાબ હોરમજદયારની રેવાયતમાં લખાયલો સંજાનનો કિસ્સો ય. જ. સને ૧૦૬૧ માં લખાયલો છે, તેની પણ થોડાંક વર્ષ આગમચનો એટલે ય. જ. સને ૧૦૪૮ માં લખાયલો એક જૂનામાં જૂનો સંજાનનો કિસ્સો જે અમારી પાસ હાલ મઉજૂદ છે, તેમાં આ હિન્દી નામ વિષે બહમન કેકોબાદ પોતાનાં નામ માટે લખે છે, કે—

હમીદૂન્ ગર તો નામે મન્ નદાની
બહેન્દી દર્ ઝબાન્ વીકૂજી બેખાની.

"એટલે જો તું મારૂં (ફારસીમાં લખાયલું બહમન) નામ નહીં જાણતો હોય તો તે નામ હિન્દી ભાષામાં તું "વીકજી" કરીને વાંચ."

બીજું જાણિતું નામ સુરતના બેહદીન નાહનાભાઈ પુજીઆ પદઆ મોદીનું છે, જે નોંધ નં. ૩૨૯ માં આવેલું છે અને તેવણના બાપ પુજીઆનું નામ નોંધ નં. ૪૪ માં છે.

## અથોરનાન ટોળાની ભગરસાથ વંશાવલી (બનાવનાર એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાણા) માંથી નીચલો ઉતારો આપ્યો છે.

### નાવરની વેંહચણી.

જેમ મહીનાનું કામ બે પોલવાલાઓ સાથે મલીને કરે છે, તેમ નાવરનું કામ પણ બે પોલવાલા મલીને કરે છે, તેમાંથી જ્યારે એક **જરતોશત મોબેદની** પોલવાળો, ત્યારે બીજો **હોમ બમનીઆરની** પોલવાળો, સાથે મલીને કરે છે. કહી પોલવાળાની સાથે બીજો કહી પોલવાળો આવવો જોઇયે તેને માટે પછાડી એક લંબાન ટીપ આપવામાં આવી છે, તે ઉપરથી માલમ પડશે.

જેમ મહીનાના ચોકસ દીવસો દરેક પોલમાં ચોકસ ઇસમોનાં નામ ઉપર નોંધાયા છે, તેમ નાવર પણ દરેક પોલનાં ચોકસ ઇસમોનાં નાંમ ઉપર નોધાયા છે. દરેક પોલમાં કયા કયા પુરૂશોનાં નામ ઉપર નાવર નોધાયા છે, અને તેઓએ એક નાવર સારયા પછી બીજો કયારે સારવો જોઇએ, તેની વીગત નીચે પ્રમાણે છે.

# દરેક પોળમાં જે ઇસમોનાં નામ ઉપર નાવર નોધાયા છે તેનાં નામ.

## કાકા પાલન.

| ઇસમોનાં નામ. | કેટલે નાવરે ફરી બીજો નાવર આવે. | ઇસમોનાં નામ | કેટલે નાવરે ફરી બીજો નાવર આવે |
|---|---|---|---|
| ૧ પાલન આંનનાં | ૨૪ | ૨ હીરા દાદા | ૪૮ |
| ૩ મોબદ બહમન | ૧૨ | ૪ આસા રૂસ્તમ | ૮ |
| ૫ આશા ધઇઆં | ૨૪ | ૬ માહીયાર પેશીતન | ૨૪ |
| ૭ શાપુર ચાંદના | ૨૪ | ૮ નાંથા હોસંગ | ૨૪ |
| ૯ જેસંગ ધઇઆં | ૨૪ | ૧૦ વાછા જેસંગ | ૧૪૪ |
| ૧૧ રાંણા જેસંગ | ૧૪૪ | ૧૨ હમજીઆર જેસંગ | ૧૪૪ |

## કાકા ધનપાલ.

| | | | |
|---|---|---|---|
| ૧ માહીઆર આસા | ૧૦ | ૨ આસદીન કાકા | ૨૪ અને ૨૬ |
| ૩ હીરા નરસંગ | ૩૦ | ૪ હમજીઆર કાકા | ૨૬ અને ૨૪ |
| ૫ એરામ આસા | ૧૦ | ૬ ફરેદુન કાકા | ૨૪ અને ૨૬ |
| ૭ નાગોજ નરસંગ | ૩૦ | ૮ અસ્પંદીઆર કાકા | ૨૬ અને ૨૪ |
| ૯ ચાંદના કાકા | ૨૪ અને ૨૬ | ૧૦ ધનપાલ નરસંગ | ૩૦ |

## આસા ફરેદુન.

| | | | |
|---|---|---|---|
| ૧ નાગોજ આસા | ૧૨ | ૨ રૂશતમ એરાંમ | ૩૬ |
| ૩ રૂશતમ વાછા | ૭૨ | ૪ ધનપાલ ડોસા | ૩૬ |
| ૫ રૂશતમ હીરા | ૩૬ | ૬ મોબદ વાછા | ૭૨ |
| ૭ આસક ડોસા | ૩૬ | ૮ શહીંઆર અવવલ | ૩૬ |
| ૯ અસ્પંદીઆર વાછા | ૭૨ | ૧૦ શહીંઆર ડોસા | ૩૬ |
| ૧૧ ચાચા વાછા | ૭૨ | ૧૨ નરસંગ વાછા | ૭૨ |
| ૧૩ ચાંઇઆ વાછા | ૭૨ | | |

## માહીઆર ફરેદુન.

| | | | |
|---|---|---|---|
| ૧ નાગોજ આસદીન | ૧૮ | ૨ રાંણા આંતીઆ | ૧૮ |
| ૩ શહીંઆર હોસંગ | ૫૪ | ૪ ચાંદા આશદીન | ૧૮ |
| ૫ ચાંદા આદર | ૧૮ | ૬ નરસંગ હોસંગ | ૫૪ |
| ૭ ચાંદા હોસંગ | ૫૪ | ૮ વાછા હોસંગ | ૫૪ |
| ૯ આસા હોસંગ | ૫૪ | ૧૦ ભાઇઆ હોસંગ | ૫૪ |

## ચાંદા ફરેદુન.

| | | | |
|---|---|---|---|
| ૧ ખુરશેદ ચાંદા | ૧૮ | ૨ માનકા વીકા | ૨૭ |
| ૩ હમજીઆર રૂસ્તમ | ૫૪ | ૪ લીબા ધનપાલ | ૧૮ |
| ૫ આસા વીકા | ૨૭ | ૬ કાંહાંનાં રૂસ્તમ | ૫૪ |
| ૭ ચાંદા વીકા | ૨૭ | ૮ એરાંમ રૂશતમ | ૫૪ |
| ૯ પાલન રૂસ્તમ | ૫૪ | ૧૦ ચાંદા રૂશતમ | ૫૪ |
| ૧૧ કાંમદીન રૂશતમ | ૫૪ | | |

## એક ભાગ્યાને વધતે તો બીજાને ઓછે નાવરે નાવર આવે છે તેનું કારણ.

ઉપર દરેક પોલમાં જે નાંમવારી મુખ્ય ભાગો જોયા, તેઓને કોઇને વધતે તો કોઇને ઓછે નાવરે નાવર આવે છે, તે દરેક પોલના ભાગ્યાઓની વધતી ઓછી સંખ્યાની ગણત્રીથી આવે છે. જેમ કે કાકા પાલનની પોલમાં પેહેલો નાવર પાલન આંનનાંનો છે, તે ૨૪ નાવરે ફરીથી આવે છે તેનું કારણ એ છે કે, એ પોલના મુખ્ય ભાગીદારો ૧૨ છે, તેથી જો એક નાવર કાકા પાલનની પોલવાળા કરે, તે બીજો કાકા ધનપાલની પોલવાળાઓએ કરવો જોઇએ, ત્યારે ત્રીજો પાછો કાકા પાલનની પોલવાળા કરે, ત્યારે ચોઠો પાછો કાકા ધનપાલની પોલવાળા કરે. એવી રીતે કાકા પાલનની પોલના ૧૨ મુખ્ય ભાગીદારો, વારા ફરતી બાર નાવર કરે, તેમાં કાકા ધનપાલની પોલના તેટલાજ નાવર ઉમેરતાં, ૨૪ નાવરે કાકા પાલનના મુખ્ય ભાગીદારો પુરા થવાથી, પાછો કાકા પાલનની પોલનાં પેહેલા ભાગ્યા પાલન આંનનાંનો ૨૫ મો નાવર આવે. એજ ગણત્રી દરેક પોલનાં દરેક ભાગ્યાઓને માટે સમજવી.

વલી ત્યાં એવો સવાલ ઉઠાવવામાં આવે કે કાકા પાલનની પોલમાં જ્યારે મુખ્ય બાર ભાગીદારો વચે નાવર વેંહેંચાયલા છે, ત્યાર બારે ભાગીદારોને સરખે હીસ્સે નાવર કેમ નથી આવતા? એ પોલમાંથી જ્યારે આસા રૂસ્તમને ફાલે આઠ નાવરે નાવર આવે છે, ત્યારે વાછા જેસંગ, રાણા જેસંગ અને હમજીઆર જેસંગને ફાલે ૧૪૪ નાવર જવા પછી બીજી વખત નાવર આવે છે, તેનું કારણ શું? એનું કારણ પણ કુટુંબની વધતી ઓછી સંખ્યાનુંજ માલમ પડે છે. જેમ એક બાપની પાસે રૂા. ૫૦૦૦ ની પુજી હોય અને તેને એકજ છોકરો હોય, તો તે રૂા. ૫૦૦૦ અંખલા એકજ છોકરાને મલે છે, પણ બીજા બાપને બે છોકરા હોય, અને તેની પુંજી પણ રૂા. ૫૦૦૦ હોય, તે બે દીકરાને વેંચતાં અઢી હજાર દરેકની પાંતી આવે છે, તેમ જે બાપનું કુટુંબ ઘણું આગળ વધેલું હોય છે, તેને ફાલે નાવર ઘણા મોડા આવે છે. પણ જેનું કુટુંબ આગલ વધેલું નથી તેને હીસે નાવરો જલદી આવે છે.

## બાપીકો અને રાસુકો નાવર.

જે નાવર તેના કુટુંબમાં સારવાને ઘટતો હોય, તેને બાપીકો નાવર કહે છે. પણ એક નાવર બીજાનાં કુટુંબમાં ઘટતો હોય, પણ તેના કુટુંબમાં કોઇ નહી હોવાથી, તેના બીજા અતલગના કુટુંબીઓ સારે, તેને રાસુકો નાવર કહે છે. જેમકે દાખલા તરીકે કાકા પાલનની પોલમાંથી મોબદ બહમનનો નાવર છે, તે જો તેનાં કુટુંબીઓ નહી હોય, તો મોબદ બહમનનાં અતલગના ખેશીઓ ચાંદનાં રાણા અને રૂસ્તમ રાણાના કુટુંબીઓ સરખે હીસ્સે સારે, તેને રાસુકો નાવર કહે છે

રાસુકો નાવર સારનારે બાપીકા નાવરવાળાને (જો કે તેને બરસનુમ નહી હોય તો પણ) મોહોર આપવી પડે છે તેની વીગત નીચે પ્રમાણે છે.

કાકા પાલનની પોલમાંથી હીરા દાદા, નાથા હોસંગ અને આસા રૂશનમવાલાઓને તેઓની ગેરહાજરીમાં જો કોઇ બીજો ભાગ્યો નાવર સારે તો બે મોહર યાને બાર આના આપવા પડે છે. તેમજ એ પોલમાંથી બીજા ભાગ્યાઓને એકેક મોહોર યાને ૦।≈ આપવા પડે છે.

કાકા ધનપાલની પોલમાંથી દરેક ભાગ્યો એક બીજાની ગેરહાજરીમાં તેને બે મોહોર આપે છે.

આસા ફરેદુનની પોલમાંથી દરેક ભાગ્યો એક બીજાની ગેરહાજરીમાં તેને એકેક મોહોર આપે છે.

માહીઆર ફરેદુનની પોલમાંથી દરેક ભાગ્યો એક બીજાને એક મોહોર આપે છે.

ચાંદા ફરેદુનની પોલમાંથી દરેક ભાગ્યો એક બીજાને બે મોહોર આપે છે.

જેમ આગળ "એક પોલમાં તેનાં કામ કરવાવાળા ભાગ્યાઓમાંથી અમુક ભાગ્યો નહી હોય, તો તે કામ કોણે કરવું" એ મથાળાં નીચે જે બીના લખવામાં આવી છે, તેજ પ્રમાણે નાવરને માટે પણ સમજવું અને એક ભાગ્યાની ગેરહાજરીમાં બીજાએ તે કામ કરવું.

## નાવરનો મોજદ.

નાવરની ક્રીયા બે પોલ મલીને કરે છે, અને તે ૯ દીવસ સુધી ચાલે છે. એની મેહેનતનો મોજદ રૂા. ૫ તથા ૧૦ાા શેર ઘઉં તથા બોજા ચાર આનાં મલે છે. એ નાણું સઘલા બરસનુમવાલા ભાગ્યાઓ તેઓનાં લાગુ પડતા હીસ્સા પ્રમાણે વેંહેંચી લે છે. જો એક નાવરના ભાગ્યા ઘણા હોય, અને તેઓ દરેકને ફાલે એક દીવસની પણ ક્રીયા કરવાને વખત પોંહચતો નહીં હોય, તો પછી તેઓ પોતામાંથી એકને તે ક્રીયા કરવાને સોંફે છે, અને તેની મેહેનતના બદલામાં તેને રૂા. ૧ આપે છે, અને બાકીનું નાનું બીજા ભાગ્યાઓ પોતાના હીસ્સા પ્રમાણે વેંહેંચી લે છે.

ઉપર નાવરનો જે મોજદ લખ્યો છે, તે સીવાય બીજા વધુ પૈસા નાવર કરનાર ધણીને આપવા પડે છે જો નાવર થનાર છોકરો બેહેદીનને નામનો નાવર થતો હોય તો, નાવરની મીજલસમાં વડા દસ્તુરજીને આઠ આંના અને બાકીનાં ત્રણ દસ્તુરોને ચાર ચાર આંના આપવા પડે છે. તેમજ એક નાવરને દરેમેહેરમાં લાવવા પછીથી ખાંનફીનો કરી રૂા. ાા આપવો પડે છે. એ ખાંનફીને માટે એમ કહેવામાં આવે છે, કે આગળ ઉઠેનાંની અને નાવરની મીજલસમાં વેંહેંચાણ કરવામાં આવતું હતું; પણ તે દેશાઇ ખુરશેદજીએ બંધ કરીને, ઉઠેનામાં ગાયનો કરી રૂા. ાા અને નાવરમાં ખાંનફીનો કરી ાા અંજુમનમાં લેતો કીધો હતો. એવા રીતે એકઠું થયલું નાણું દર વરસ અંજુમન પાગરી દીઠ વેંહેંચી લેતું હતું, પણ હાલ એ બંને જાતનો કર દસ્તુરજી લે છે. તેમજ નાવર ચોઠે દને ઘર આવે છે, ત્યારે દસ્તુરજીની આગલ લઇ જાઇ તેને પગે પડાવીને રૂા. ૧ તેના પાસે દસ્તુરજીને અપાવે છે. એ ખરચ શીવાય બીજો **મોહોરને** નામે ઓળખાતો કર નીચલા આસામીઓને આપવામાં આવે છે. કોટવાલ અને હોજદાર કે જેઓને નીરંગદીન અને આલાટ જાલવવાનું કાંમ સોંફવામાં આવેલું છે, તેઓ દરેકને એકેક મોહોર દર નાવર દીઠ આપવામાં આવે છે. તેમજ દરેમેહેરનો કચરો વારનારને અરધી મોહોર અને બતી કરનારને પા મોહોર દર નાવર દીઠ આપવામાં આવે છે.

આ ઉપલું લખાણ અમોએ મહૂર્મ એરવદ સાહેબ રૂસ્તમજી જામાસપજી દસ્તુર મહેરજીરાણાની "અથોરનાન ટોળાની ભગરસાથ વંશાવળી"ને સફે ૨૦૪-૨૦૬ માંથી અત્રે આપ્યું છે, જે મોબેદ સાહેબોને ઘણું ઉપયોગી થઇ પડશે.

માણેકજી શેઠ દરેમહેર,
બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.
રોજ ૨૦ માહ ૧૨ સને ૧૨૯૮ ય. જ.
તા૦ ૨૩ મી ઑગષ્ટ સને ૧૯૨૯ ઈસવી.

**માહીયાર નવરોજી કુતાર.**

(૧૯૨૬ના સાલના સાંજ વર્તમાનના પતેતી અંકમાંથી ઉતારો.)

# હિંદુસ્તાનના અથોરનાનો.

## તેઓની અઉલાદની ટુંક તપાસ.

લખનાર:—**એરવદ માહીયાર નવરોજી કુતાર.**

આપણા લોકો ઇરાનથી હિંદમાં ક્યારે આવ્યા તે ચોક્કસ કહી શકાતું નથી; કારણકે તેની કાંઇ સત્તાવાર નોંધ મળતી નથી. અત્રે આવવાનો સને આપણે જે બહાળ રાખ્યો છે, તે ઇ. સ. ૭૧૬ છે. આ આપણે બહાળ રાખેલો સને પણ પ્રોફેસર શાપુરશાહ હો. હોડીવાળા પોતાની શોધને આધારે ઇ. સ. ૯૩૬ ઉપર લઇ જાય છે.

આપણા લોકો હિંદમાં આવ્યા પછી ૫ વર્ષે ઇરાનશાહ આતશબેહરામ સાહેબ પરથવામાં આવ્યા. આ આતશબેહરામ સાહેબ કયા દસ્તુર મોબેદોએ પરથ્યા તેની કાંઇ ચોક્કસ નોંધ રહેલી નથી, પણ આપણે સાંભળતા આવ્યા છીએ કે તે પ્રખ્યાત થઇ ગયલા મોબેદાન મોબેદ નેર્યોસંગ ધવલે બીજા મોબેદોની મદદથી પરથ્યા હતા.

હવે આતશબેહરામ પરથતી વખતે હિંદમાં એક નહીં પણ અનેક મોબેદોનાં કુટુંબ તો હોવાં જોઇએ, પણ કમનસીબે આપણને તે મળતાં નથી. હાલ જે મળે છે, તે ફક્ત બેજ મોબેદોના કુટુંબો મળે છે. એક હોરમજદયાર રામ્યારનું અને બીજું નેર્યોસંગ ધવલનું. આ બંને વંશો સિલસિલાબંધ તો મળતાંજ નથી. એ બંને વંશોમાં મોટા ગાળાઓ પડે છે.

### જરતોશ્ત મોવદ.

હિંદમાં વસતા સઘળા મોબેદોના મુળ પુરૂષ શાપુર શેહરીયારના નબીરા હોરમજદયાર રામ્યારની પેઢીનો જરતોસ્ત મોવદ ઇ. સ. ૧૧૪૨ માં સંજાનથી નવસારી જઇ વસ્યો એવી નોંધ થયલી છે. આ નોંધ ખરી લાગે છે; કારણ કે એજ જરતોશ્ત મોવદનો ભાઇ બેહરામ મોવદ જે ભરૂચ જઇ વસ્યો, તેની ૮ મી પેઢીના હોશંગ નાખવાએ ૧૪૧૬ નું લખેલું મેન્યુસ્ક્રીપ્ટ મોજુદ છે, અને સદીની સાડા ત્રણ પેઢી પ્રમાણે આપણે ગણ્યે તો તે બરાબર ઉતરે છે.

હવે જેવી રીતે બેહરામ મોવદની પેઢી બરાબર ઉતરે છે, તેમ જરતોશ્ત મોવદની પેઢી ઉતરતી નથી. જરતોશ્ત મોવદની પેઢીમાં જુનામાં જુનું સત્તાવાર નામ રાણા કામદીનનું તેણે ૧૪૧૫ માં લખેલાં એક જુના મેન્યુસ્ક્રીપ્ટમાંથી મળે છે. આ નામ ગણત્રીએ બરાબર છે; કારણકે તેના નબીરા આનના ચાંદનાનું નામ ૧૪૭૮ ની નરીમાન હોશંગની પહેલી રેવાયતમાં મળે છે, અને તેના છોકરા પાલન આનના (કાકા પાલન)નું નામ ૧૫૧૬ ની રેવાયતમાં મળે છે.

હવે ૧૪૧૫ વાળા રાણા કામદીનના ભાઇ મોવદ કામદીનના નબીરા દાદા જેસંગનું નામ ૧૪૭૮ વાળી રેવાયતમાં અને તેના છોકરા જેસંગ દાદાનું અને તેના છોકરા રાણા જેસંગનું નામ ૧૫૧૬ ની જાસાની રેવાયતમાં મળે છે. આ રાણા જેસંગ ૧૫૫૫ માં મરણ પામ્યા તેમજ રાણાના નાના ભાઇ વાછા જેસંગ ૧૫૬૩ માં અને તેના ભત્રીજા અને પાલક મેહરજી રાણા ૧૫૯૧ માં મરણ પામ્યા. આ ઉપરથી ખુલ્લું જણાય છે કે જરતોસ્ત મોવદ અને રાણા કામદીન વચ્ચે યાને ૧૧૪૨ અને ૧૪૧૫ વચ્ચે અઢીસોથી વધારે વર્ષોનો ગાળો પડે છે, જ્યારે આપણી પાસે નામ તો ફક્ત ૪ રહેલાં છે એટલે એમાં બીજાં આરેક નામો ઉમેરાવાં જોઇએ જે આપણને મળી શકતાં નથી.

આ નામો નહીં મળવાનું કારણ એમ માની શકાય, કે તે પેઢીમાં એક મળતાં નામો હોવાથી કદાચ એ નામો નીકળી ગયાં હોય. દાખલા તરીકે એજ ૧૪૧૫ વાળા રાણા કામદીનનો ભાઇ મોવદ કામદીન છે અને વળી રાણા કામદીનનો બપાવો પણ મોવદ કામદીન છે. આ બે મળતાં આવતાં નામોને લીધેજ "ફેહરેસ્ત" લખનારાઓએ રાણા કામદીન અને મોવદ કામદીનના બાપને કામદીન જરતોસ્ત તરીકે લખેલો છે, એટલે અંદરથી મોવદ અને કામદીન એ બે નામજ કાઢી નાખ્યાં છે.

જ્યારે મરહુમ એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજીરાણાએ "ભગરસાથ અથોરનાન વંશાવળી"નું કીમતી પુસ્તક બાહેર પાડયું, ત્યારે આ લખનારે રાણા જેસંગ અને આરદીન કાકાની લખેલી ચોપડીના કોલોફોનમાંથી આ રહી ગયલાં બે નામો તેવણને દેખાડયાં તેમજ જુના નામગરણમાંથી આ બંને નામો બતાવ્યાં ત્યારે તે મરહુમે આ બંને નામો પોતાની વંશાવળીમાં મુકયાં. આ વંશાવળી બહેર પડયા પછી પણ કાકા ધનપાલની પેઢીનાં બેએક નામો જે મને આરદીન કાકાના કોલોફોનમાંથી તથા જુના નામગરણોમાંથી મળ્યાં, તે અત્રે મુકયાં છે.

હવે જેવી રીતે કાકા પાલનની પેઢીમાં જુનામાં જુનું નામ રાણા કામદીનનું ૧૪૧૫ માં મળે છે, તેવીજ રીતે કાકા ધનપાલની પેઢીમાં જુનામાં જુનું સત્તાવાર નામ બામા લખમીધર અથવા બેહરામ લખમીધરનું ૧૪૫૧ માં એવણે લખેલાં પુસ્તક ઉપરથી મળે છે. આ કાકા ધનપાલની પેઢીમાં પણ જરતોસ્ત મોવદ સુધી જતાં ૩-૪ નામો જોઇએ તે મળતાં નથી, પણ બામા લખમીધર ૧૪૫૧ થી ઉતરતી સઘળી પેઢીઓ બરાબર વખતસર મળે છે, જેમ કે બામા લખમીધરથી ત્રીજી પેઢીએ કાકા ધનપાલ ૧૫૪૩ માં અને તેના વિદ્વાન છોકરા આરદીન કાકા કે જેવણે ભગરસાથ ટોળાની વંશાવળી પહેલી બનાવી હતી, તેવણનું મરણ ૧૫૯૨ માં થયલું છે.

## સુરત તરફના મોબેદો.

હવે આપણે સુરત તરફના અથોરનાનોની પેઢી ઉપર આવ્યે. આ પેઢીનો વડવો ૧૧૪૨ માં નવસારીમાં પહેલો આવનાર જરતોસ્ત મોવદના બીજા છોકરા મોવદ જરતોસ્તનો છોકરો પાલન મોવદ છે. આ પાલન મોવદની પેઢીમાં પણ પુષ્કળ ગુચવાડો છે. પાલન મોવદના છોકરા આદર પાલનના બે છોકરાઓ માહીયાર અને મેહરવાન છે, જે સુરતના મોબેદોના વડવાઓ છે.

આ વંશોમાં જુનામાં જુના સત્તાવર નામો ખુરશેદ ડોશા વાછા, ચાંદા વાછા અને જેસંગ નરસંગના નામો ૧૫૧૬ ની જાસાની રેવાયતમાં મળે છે. હવે જરતોસ્ત મોવદ ૧૧૪૨ થી ૧૫૧૬ સુધીમાં લગભગ પોણી ચારસો વર્ષનો ગાળો પડે છે અને તે વચ્ચે નામ તો ફક્ત ૭ મળે છે,

એટલે એ પેઢીમાં પણ ૫-૬ નામો જોઇએ તે મળતાં નથી. તેવીજ રીતે મેહરવાન આદરના વંશમાં બહમન ફરેદુનનું નામ ૧૬૦૦ની કાઉસ માહીયારની રેવાયતમાં મળે છે, તેમજ તેના છોકરા અસ્પંદીયાર અને તેના ભાઇ ફરામનું નામ ૧૬૨૬ની બહમન અસ્પંદીયારની રેવાયતમાં મળે છે.

વળી એજ ફરામના છોકરા બેહરામ ફરામઝનું નામ ૧૬૮૬માં મળે છે અને એ બેહરામના નબીરા ફરેદુન બહમન ૧૬૮૨માં અને એજ ફરેદુન બહમનના ભત્રીજા કુમાના પ્રખ્યાત થયલા દાદાદારૂ ૧૭૧૧માં નવસારીની વડી દરેમેહરમાં નાવર થયલા નોંધાયલા છે. વળી એજ ૧૬૨૬ વાળા અસ્પંદીયાર બહમનના ભત્રીજા માણેક કાવસ ૧૬૮૫માં મળે છે, અને તેના નબીરા ફરામ (મોટા ફરામ) ના છોકરા જમશેદ ફરામ ૧૭૧૭માં નવસારીની વડી દરેમેહરમાં નાવર થયલા નોંધાયલા છે.

હવે એ ૧૬૦૦ વાળા બેહમન ફરેદુન મેહરવાન અને જરતોસ્ત મોવદ ૧૧૪૨ વચ્ચે ખાસો ૪૫૮ વર્ષનો સર્વથી મોટો ગાળો પડે છે અને તેઓ વચ્ચે નામ તો ફક્ત ૭ છે, એટલે એમાં ખાસાં દશેક નામો ઉમેરાવાં જોઇએ તે બિલકુલ મળતાં નથી. આ ૧૬૦૦ વાળા બહમન ફરેદુનના ૪ છોકરાઓ શાપુર, ફરામઝ, અસ્પંદીયાર અને કાઉસ હતા. શાપુર પોતાના કાકા કયકોબાદનો પાલક થયો હતો અને શાપુરનો પાલક તેનો ભાઈ ફરામ થયો હતો.

આ શાપુર કયકોબાદ માટે કહે છે, કે ૧૫૭૪માં શાહ અકબરની સાથ તેને મુલાકાત થઇ હતી. આ વાત આપણને શકભરી લાગે છે. શાપુરના બાપ બહમનનો વખત ૧૬૦૦નો છે અને એના ભાઇઓનો વખત ૧૬૨૬નો છે અને એના ભત્રીજા બેહરામ ફરામઝનો વખત ૧૬૮૬ છે હવે શાપુરની મુલાકાતનો ૧૫૭૪નો વખત અને બેહરામનો ૧૬૮૬નો વખત એટલે આ કાકા ભત્રીજાના વખત વચ્ચે ખાસો ૧૧૨ વર્ષનો મોટો ગાળો પડે છે, એટલે આ વાત માનતાં આપણે અચકાઇએ છીએ. જો આ મુલાકાતની વાત ખરીજ હોય, તો ૧૫૭૮નો સને નહીં હેવો જોઇએ, પણ પચીસેક વર્ષ પાછળનો હોવો જોઇએ.

## ભરૂચના મોબેદો.

હવે આપણે બેહરામ મોવદ કે જે જરતોસ્ત મોવદનો ભાઇ થાય છે અને જેની ઓલાદના ભરૂચના દસ્તુર મોબેદો છે તેના સંબંધમાં બોલીશું. જરતોસ્ત મોવદનો સને આપણે ૧૧૪૨ ગણ્યો, તો એના ભાઇ બેહરામનો સને અટકળે આઠેક વર્ષ પાછળ એટલે ૧૧૫૦ને આસરેનો લઇએ. હવે આ બેહરામ મોવદની પેઢીમાં જુનામાં જુનું સત્તાવાર નામ કામદીન શેહરયારનું ૧૩૪૦માં મળે છે, જે એક ચોપડીના કોલોફોન ઉપરથી મળ્યું છે. આ નામ બેહરામથી પાંચમી પેઢીનું છે. ૧૯૦ વર્ષની પાંચ પેઢી જોકે જરા શક ભરેલી છે, પણ તે નહીં બનવાજોગ તો નથીજ. ૧૯૦ વર્ષની પાંચ પેઢી, તો એક પેઢીની એવરેજ ૩૮ની આવી, તે નહીં બનવાજોગ નથી. દાખલા તરીકે મારા કુટુંબના મુળ પુરૂષ મરહુમ દસ્તુર પાલન ફરેદુન ઇ. સ. ૧૬૫૫માં નાવર થયલા નોંધાયલા છે અને તેવણની સાતમી પેઢીએ મારો ભત્રીજો નોશેરવાન ફરામઝ કુતાર ઇ. સ. ૧૯૨૨માં નાવર થયો, એટલે ૨૬૭ વર્ષમાં ૭ પેઢી તે બરાબર ૩૮ વર્ષની રાસ એક પેઢીએ આવી. આવા બીજા પણ દાખલા નાવરની ફેહરેસ્તમાં નોંધાયલા છે.

હવે આપણે કામદીન શેહરયાર ૧૩૪૦ વાળાના વડા છોકરા જરતોસ્ત કામદીનની પેઢી લઇએ. જરતોસ્ત કામદીનના નબીરા હોશંગ નાખવાનું ૧૪૧૬નું મેન્યુસ્ક્રીપ્ટ મળે છે. વળી

એજ હોશંગના નબીરા માહીયાર નરસંગનું નામ ૧૫૧૬ ની જાસાની રેવાયતમાં મળે છે. તેમજ એ માહીયારના નબીરા વીકા બેહરામનું નામ ૧૫૭૦ માં અને તેના નબીરા પદમ જમશેદનું નામ ૧૬૪૨ માં મળે છે.

હવે આપણે રામ કામદીન કે જે કામદીન શેહરયારનો બીજો છોકરો થાય છે, તેની પેઢી તપાસીએ. રામ કામદીનનું નામ ૧૪૧૦ માં લખેલાં એક મેન્યુસ્ક્રીપ્ટમાંથી મળે છે. તેના છોકરા પેશુતન રામનું નામ ૧૩૯૭ માં તેણે લખેલાં મેન્યુસ્ક્રીપ્ટમાંથી મળે છે. આ ૧૩૯૭ વાળું મેન્યુસ્ક્રીપ્ટ તેણે ઘણી જવાન વયે લખેલું હોવું જોઇએ. પેશુતન રામ સુધી બેહરામ મોવદની પેઢી બરાબર માલમ પડે છે, પણ પેશુતન રામ પછીની ઉતરતી પેઢીમાં રામ્યાર કાહનાન સુધીમાં કાંઇક વધુ નામો ઘુસી ગયલાં લાગે છે.

રામ્યાર કાહનાન ૧૫૧૧ અને ૧૫૧૬ ની રેવાયતોમાં મળે છે. આપણે પેશુતનના બાપ રામ કામદીન ૧૪૧૦ થી રામ્યાર કાહનાન ૧૫૧૧ સુધી ગણ્યે તો ફક્ત એક સદીજ થાય છે અને આ એક સદીમાં નીચલાં ૮ નામો આવ્યાં છેઃ—રામ, કાહનાન, આદરબાદ, નેહાર, સુદહ, હોરમજદયાર, રામ્યાર અને પેશુતન. હું તો એમ ધારૂં છું, કે આમાંનાં ૩ નામો નેહાર, સુદહ અને હોરમજદયાર તે કામદીન શેહરયારના (૧૩૪૦ વાળાના) બપાવા નેર્યોસંગ, શાહમર્દ અને હોરમજદયારને મળતાં હોવાથી તે કદાચ અહીં ઘુસી ગયાં હોય, એ તદન બનવાજોગ છે.

હવે રામ કાહનાન પછી પદમ રામ ૧૫૭૫ માં અને તેના છોકરા કામદીન પદમનું નામ ૧૬૧૬ માં મળે છે. વળી તેના નબીરા ઇજદયારના નબીરા રૂસ્તમના છોકરા કાઉસ (પ્રખ્યાત મુલ્લાં ફીરોજના બાવા) ૧૭૪૫ માં નવસારીની વડી દરેમેહરમાં નાવર થયલા નોંધાયલા છે. વળી પેશુતન રામ ૧૩૯૭ વાળાના બીજા છોકરાના નબીરા જીવાના છોકરા કલીવા ૧૫૨૦ ની રેવાયતમાં અને તેના ભત્રીજા અરદશીર મોવદ ૧૫૬૭ માં મળે છે. વળી એજ કલીવા જીવાના બીજા ભત્રીજા કાઉસના નબીરા પેશુતન બહમન ૧૬૪૩ માં અને તેના નબીરા જમશેદ સોહરાબ ૧૭૦૩ માં વડી દરેમેહરમાં નાવર નોંધાયલા છે.

## હોરમજદયાર રામ્યાર.

હોરમજદયાર રામ્યાર, કે જેમાં નવસારી, સુરત અને ભરૂચના મોબેદોના કુટુંબો સમાઇ જાય છે, તે કુટુંબ જરતોસ્ત મોવદ અને બેહરામ મોવદનો વખત આપણે ૧૧૪૨ અને ૧૧૫૦ નો લઇએ, તો હોરમજદયાર રામ્યાર કે જેણે ૭૧૬ માં ઇરાનશાહ આતશબેહરામ પરથવામાં આગેવાની લીધેલી આપણે માનીએ છીએ, તે વચ્ચે લગભગ સાડી ચારસો વર્ષનો એક મોટો ગાળો પડે છે અને આપણે તો જરતોસ્ત મોવદને હોરમજદયાર રામ્યાર સાથે લગાડી તે સાડી ચારસો વર્ષનો ગાળો એકદમજ પુરી દઇએ છીએ.

આ ઉપરથી બે અનુમાન થઇ શકે. એકતો એ કે આપણો હિંદ આવવાનો સને ઘણો પાછળ જવો જોઇએ અને બીજું અનુમાન એ કે જરતોસ્ત મોવદની અને બેહરામ મોવદની ઉપરની એક મોટી પેઢી ગુમ થઇ ગઈ હોય અને ફક્ત આપણે હોરમજદયાર રામ્યારની ઓલાદના છીએ, એમ ઓળખાવા માટે આપણે છેલ્લે તેનું નામ સઘળે મુકીએ છીએ. આ અનુમાન વાજબી લાગે છે. જેમ જરતોસ્ત મોવદ અને રાણા કામદીન વચ્ચેનાં નામો ગુમ થયલાં લાગે

છે, તેમજ જરતોસ્ત અને બેહરામ મોવદની ઉપરની આખી પેઢી પણ ગુમ થયલી હોવી જોઇએ. હોરમજદયાર રામ્યાર અને નેર્યોસંગ ધવલ પછી પણ આપણને ફક્ત બેજ નામ મળે છે. રામ્યાર શાપુર અને ધવલ શાપુર અને સર્વથી છેલ્લું શાપુર શેહરયાર. શેહરયાર પછી કોઇ નામ આગળ વધતું નથી.

## નેર્યોસંગ ધવલ.

હવે આપણે નેર્યોસંગ ધવલની ઓલાદ ઉપર આવ્યે. નેર્યોસંગના બપાવા તરીકે આપણે શાપુર શેહરયારને ગણ્યે છીએ. નેર્યોસંગના સને માટે પણ વિદ્વાનોમાં ઘણો મતફેર છે, કોઇ ચોક્કસ કહી શકતું નથી. નેર્યોસંગથી ૭ પેઢીના હોમ બહમન્યાર માટે એવી નોંધ થયલી છે, કે જરતોસ્ત મોવદના ૧૧૪૨ માં નવસારી આવ્યા બછી ૭૩ વર્ષે યાને ૧૨૧૫ માં હોમ બહમન્યારને સંજાણથી તેડાવી પોતાનાં પંથકના અર્ધા ભાગ્યા તરીકે નવસારીમાં રાખ્યા.

હવે આ ૧૨૧૫ની નોંધ મને શક ભરેલી લાગે છે; કારણ કે એ હોમ બહમન્યારની પેઢીમાં જુનામાં જુનું સત્તાવાર નામ હોમ બહમન્યારના નબીરા આશા ફરેદુનના છોકરા વાછા આશાનું ૧૪૭૮ વાળી નરીમાન હોશંગની રેવાયતમાં મળે છે, તેમજ તેના છોકરાઓ ખુરશેદ અને ચાચા વાછાનાં નામો ૧૫૧૬ ની જાસાની રેવાયતમાં મળે છે અને ત્યાર પછીની એની સઘળી પેઢી બરાબર વખતસરજ ઉતરે છે, ત્યારે જો વાછા આશા ૧૪૭૮ માં હોય તો તેના બાપના બપાવા હોમ બહમન્યાર ૧૨૧૫ માં નવસારી ક્યાંથી આવી શકે?

હોમ બહમન્યારની પેઢીમાં કાંઇ નામોનો તો ઘોંટાળો કહી શકાય નહીં, કારણકે ફરેદુન હોમ તેમજ આશા ફરેદુન ઘણા જાણિતા પુરૂષો હતા, એટલે આ ૧૨૧૫નો સનેજ ખોટો લાગે છે. મારા ધારવા પ્રમાણે હોમ બહમન્યારનો વખત આસરે ૧૩૫૦ અથવા તેની આસપાસનો હોવો જોઇએ. તેમ નહીં તો હોમ બહમન્યાર બે થઇ જવા જોઇએ અને પહેલો હોમ બહમન્યાર ૧૨૧૫માં નવસારી આવેલો હોવો જોઇએ.

હવે આપણે ૧૪૭૮ વાળા વાછા આશાથી નેર્યોસંગ ૭૧૬ સુધીના સાડી સાતસો વર્ષના લંબાણ ગાળામાં હાલ આપણે કેટલાં નામ જાણ્યે છીએ? ઘણાજ થોડાં અને તે પણ તદ્દન શક ભરેલાં. તે નામો નીચે પ્રમાણે છે:—આશા, ફરેદુન, હોમ, બહમન્યાર, ખુરશેદ, બહમન્યાર, ખુજસ્તા, ખુશ્મસ્તા, મોવદ, નેર્યોસંગ આ નામો શક ભરેલાં હોવાંજ જોઇએ, કારણ કે સંજાણાવાળાઓના જુના નામગરણમાંથી ફક્ત નીચલાંજ નામો મળે છે:—નાગણ રામ, રામ હમજીયાર, શાએર હમજીયાર, હમજીયાર કામા, કામા હમજીયાર, હમજીયાર બહમન્યાર, હોમ બહમન્યાર, ફરેદુન હોમ, બહમન્યાર ખુરશેદ, ખુશ્મસ્તા ખુજસ્તા, ખુજસ્તા મોવદ, મોવદ નેર્યોસંગ, નેર્યોસંગ ધવલ, ધવલ શાપુર, રામયાર શાપુર, શાપુર શેહરયાર.

હું ધારૂં છું, કે આજના જેવોજ ગુચવાડો સાડી ત્રણસો વર્ષના લખનારને પણ હોવો જોઇએ; કારણ કે મારી પાસ એક સદ્દરે નઝમ અને રેવાયતનો થોડોક ભાગ જે ઇ. સ. ૧૫૮૭ માં લખાયલો છે, તેનો કોલોફોન નીચે મુજબ છે:—લખનાર અસ્પંદીયાર, પદમ, રૂસ્તમ, બેહરામ, આરદીન, ખુરશેદ, જેસા, આસા, ફરેદુન, હોમ, બહમન્યાર, ખુજસ્તા અને ખુશ્મસ્તા. આ ચોપડી ૩૩૯ વર્ષની છે, છતાં તેમાંથી કાંઇક મળી શકતું નથી. હું તો એમ ધારૂં છું,

કે ૩૦૦ થી ૪૦૦ વર્ષ ઉપર પણ આજનીજ માફક નેર્યોસંગના ઝમાના વિષે ગુચવાડો ઉભો થયલો હોવો જોઇએ, નહીં તો આ લખનાર પોતાની પેઢી ઘણી મગરૂરી સાથ નેર્યોસંગ સુધી લઇ ગયો હતે આ કોલોફોનમાં તો ખુરશેદ અને બહમન્યારના જે નામો આજે આપણે લઇએ છીએ તે પણ નથી.

## સંજાણા મોબેદો.

હવે આપણે સંજાણા મોબેદો કે જેઓ હાલ ઉદવાડા ખાતે રહે છે, તેઓના વંશ ઉપર આવ્યે. આ મોબેદોના મુળ પુરૂષ હમજીયાર બહમન્યાર કે જે હેમ બહમન્યારના ભાઈ તરીકે ઓળખાય છે તેના વંશમાં જુનામાં જુનું સત્તાવાર નામ આપણને ચાંઇયાં આરદીન ખુરશેદનું ૧૫૧૬ માં મળે છે. આ નામ જાસાની રેવાયતમાં છે, જે હમજીયારથી છઠ્ઠી પેઢીએ આવે છે તેમજ તેના છોકરા કામદીન ચાંઇયાંનું નામ ૧૫૪૩ માં અને તેના છોકરા આશા કામદીનનું ૧૫૫૮ માં અને તેના છોકરા હોશંગ આશાનું ૧૬૦૦ માં અને તેના છોકરા શાપુર હોશંગનું મરણ ૧૬૪૬ માં મળે છે.

આ શાપુર હોશંગના છોકરા જમશેદ શાપુર ૧૬૪૬ માં નવસારીની વડી દરેમેહરમાં નાવર થયલાની નોંધ મળે છે. એવીજ રીતે આશા કામદીનના નબીરાના નબીરા અને વલસાડ-વાળા જામાસ્પ ભાઇજીના બાવા ભાઇજી ખુરશેદ પણ ૧૬૩૬ માં નવસારીની વડી દરેમેહરમાં નાવર થયલાની નોંધ રહેલી છે. વળી એજ કુટુંબના વલસાડવાળા પ્રખ્યાત થયલા શાપુર રાણાના છોકરાઓ કાનજી ૧૬૩૭ માં અને હીરજી ૧૬૪૪ માં વડી દરેમેહરમાં નાવર થયલા નોંધાયલા છે.

હવે આપણે હમજીયાર બહમન્યારના બીજા છોકરા કામા હમજીયારની પેઢી ઉપર આવ્યે. એ કામાની ત્રીજી પેઢીના નાગણ રામના નબીરા ધઇયાંના છોકરા નાગોજની સહી ૧૫૪૩ માં અને તેના ભાઈ ખુરશેદ ધઇયાંની ૧૫૫૮ માં મળે છે. વળી એ ખુરશેદના નબીરા મેહરજીનો છોકરો દારાબ ૧૬૪૭ માં વડી દરેમેહરમાં નાવર નોંધાયલો છે. વળી વાછા નાગણના નબીરા આરદીન હીરાની સહી ૧૫૪૩ માં અને એ આરદીનના નબીરાના છોકરા કયકોબાદનો છોકરો હોશંગ ૧૬૫૭ માં મરણ પામ્યો.

હવે આપણે નરસંગ નાગણના વિદ્વાન નબીરાઓ ઉપર આવ્યે. નરસંગના નબીરા પદમ કામાના છોકરા હમજીયાર પદમનું ૧૫૫૮ માં નામ મળે છે અને તેના છોકરા કુકા (કયકોબાદ) ૧૬૦૦ માં મળે છે. આ કુકાના વિદ્વાન છોકરા વીકજી (બહમન) ૧૬૨૬ માં મળે છે. આ બહમન કયકોબાદે ૧૬૦૦ માં જવાન વયે "કેસ્સએ સન્જાન" નામની ચોપડી રચેલી છે. એના છોકરા હોશંગનું મરણ ૧૬૫૭ માં નોંધાયલું છે. એજ હોશંગનો ભત્રીજો આદરવાન ૧૬૩૫ માં વડી દરેમેહરમાં નાવર નોંધાયલો છે. વળી કુકા હમજીયારના વિદ્વાન નબીરા બરજો કામદીનનું મરણ ૧૬૯૨ માં નોંધાયલું છે. એજ બરજોના ભાઇ હમજીયાર ૧૬૫૮ માં અને તેના મશહુર થયલા છોકરા દારાબ હમજીયાર (રેવાયતવાળા) ૧૬૯૨ માં અને તેના છોકરા હમજીયાર ૧૭૨૪ માં મળે છે.

હવે આપણે ચાંઈયાં શાએરનું કુટુંબ લઇએ. આ કુટુંબમાં ચાંઇયાંના નબીરા રામના છોકરા હમજીયાર ૧૫૧૬ ની જાસાની રેવાયતમાં મળે છે. તેમજ તેના છોકરા ખુરશેદ હમજીયારની સહી ૧૫૭૦ માં મળે છે. અને તેના નબીરાનો છોકરો દારાબ ચાંદજી ૧૬૪૬ માં વડી દરેમેહરમાં

નાવર નોંધાયલો છે. વળી એજ ચાંઇયાં શાએરના નબીરા ખુરશેદ નાગોજના છોકરાઓ બેહરામ ૧૫૨૦ અને શાએર ૧૫૫૩ માં મળે છે.

## ઇરાનશાહ આતશબેહરામ.

હવે આપણે આતશબેહરામ સાહેબને નવસારી લાવવાના વખત ઉપર આવ્યે. ઇરાનશાહને નવસારી લાવવાના વખત માટે વિદ્વાનોમાં મતફેરી છે કિસ્સએ સન્જાનવાળો કયા વર્ષમાં નવસારી લાવ્યા તે જણાવતો નથી; પણ ફક્ત એટલુંજ જણાવે છે, કે તે વખતના ગુજરાતના પ્રખ્યાત થયલા શેઠ ચાંગા આશાની આગેવાની હેઠળ સંજાણવાળા ૩ મોબેદો નાગણ રામ, ખુરશેદ કામદીન અને ચાંઇયાં શાએર ઇરાનશાહને નવસારી લાવ્યા હતા.

હવે હાલ ઉદવાડા ખાતે ઇરાનશાહને નવસારી લઇ જવાનો સને ૧૪૧૯ નોંધાયલો મળે છે. આ સને ૧૪૧૯ ખરોજ છે કે કેમ તે પેલા ત્રણે મોબેદો અને ચાંગા આશાના વખત ઉપરથી માલુમ પડવો જોઇએ. પહેલાં આપણે ચાંગા આશાનો વખત તપાસીએ. ચાંગા આશાનું સત્તાવાર નામ ૧૪૭૮ ની નરીમાન હોશંગની રેવાયતમાં તેમજ બીજી ૧૪૮૬ ની અને ત્રીજી ૧૫૧૧ ની રેવાયતમાં મળે છે. હવે ત્યારપછીની ૧૫૧૬ ની જાસાની રેવાયતમાં ચાંગા આશાનું નામ બંધ થઇ તેવણના છોકરા માણેક ચાંગાનું નામ આવે છે; એટલે તેવણ ૧૫૧૧ થી ૧૫૧૬ ની વચ્ચે ગુજર પામેલા હોવા જોઇએ.

હવે આપણે ચાંગા આશાને ૧૫૧૧ માંજ મરણ પામેલા ગણ્યે અને લાંબામાં લાંબી ૯૦ વર્ષની ઉમર ગણ્યે, તો તેવણ ૧૪૨૧ માં જન્મ પામેલા હોવા જોઇએ, એટલે ઇરાનશાહને નવસારી લાવવાના ૧૪૧૯ ના સનેની બે વર્ષ પછી તો એવણનો જન્મ થયલો ગણાય, એટલે જો આપણે સને ખરોજ ગણ્યે તો તે લાવનાર ચાંગા આશા તો નહીંજ હોય. કદાચ એમ હોય, કે ચાંગા આશાના બાવા લાવ્યા હોય; પણ તેણના છોકરા વધુ પ્રખ્યાતીમાં આવવાથી ઇરાનશાહને લાવનાર તરીકે તેવણનેજ ગણ્યા હોય.

હવે ત્રણ મોબેદોમાંના બે મોબેદ નાગણ રામ અને ચાંઇયાં શાએરનું સત્તાવાર નામ કોઇ ઠેકાણે મળતું નથી. ત્રીજા મોબેદ ખુરશેદ કામદીનનું નામ બે વખત મળે છે. પહેલું ૧૪૮૬ ની રેવાયતમાં ચાંગા આશાની સાથેજ "હીરબુદ હીરબુદાન ખુરશીદ બુઝોર્ગે સન્જાનાન" એટલે "સંજાણાઓનો વડો મોબેદાન મોબેદ ખુરશેદ" કરી આવે છે. આ ખુરશેદના બાપનું નામ નથી લખ્યું, કારણ કે પ્રખ્યાત માણસોના બાપનું નામ આગળ નહીં લખાતું હતું. ૧૪૭૮ ની પહેલી રેવાયતમાં પણ ઘણાંખરાં એકકાંજ નામ મળે છે.

હવે આ ચાંગા આશાનાં નામની સાથેજ આવેલા ખુરશેદને "પારસી પ્રકાશ"ના કર્તા મર્હુમ શેઠ પટેલ, તેમજ આપણી કોમના એક બાહોશ વિદ્વાન શમ્સુલ ઓલમા ડા. જીવનજી અને પ્રોફેસર શાપુરશાહ હોડીવાળા વગેરે વિદ્વાનો ખુરશેદ કામદીનજ ગણે છે. બીજા મોબેદો કરતાં તે જવાન વયે નવસારી આવેલો ધારે છે, કારણ કે આજ ખુરશેદ ૧૫૧૧ ની બીજી રેવાયતમાં ચાંગા આશાની સાથેજ મળે છે. ત્યાં પણ આ ખુરશેદને "સંજાણાઓનો વડો" કરીનેજ લખ્યું છે. આ સઘળા દાખલાઓ ઉપરથી ૧૪૧૯ નો નવસારી લાવવાનો સને આ સાહેબો ઘણો પાછળ લઇ જાય છે. કારણ કે ચાંગા આશા અને ખુરશેદ કામદીનનાં જે સત્તાવાર નામો રેવાયતમાં આવેલાં છે તે સાથ સરખાવતાં ૧૪૧૯ નો સને તેઓ ખોટોજ ગણે છે.

આ વિદ્વાનોના મત સાથ હું પણ મળતો થાઉં છું, કે ચાંગા આશા, ત્રણે મોબેદો અને ૧૪૧૯નો સને એ કદીબી સઘળાં મળતાં આવી શકે નહીં; તેમાં ખાસ કરીને ચાંગા આશાનો વખત તો ૧૪૧૯ કદીબી આવી શકે નહીં. હવે આપણે ચાંગા અશાના વખત સિવાય આ ૧૪૧૯નો સને ખરો ગણ્યે, તો તેને કિસ્સે સંજાણનું એક લખાણ આડકત્રી રીતે ટેકો આપે છે. આ કિસ્સો પુરો કરતાં લખે છે કે—

**વેસાફી બૂદ દરૂ નવસારી ઊરા**
**દોસદ સાલ્ અસ્ત અગરૂ બેશમારી ઊરા.**

એટલે સંજાણાનાં રહેઠાણની જો તું ગણત્રી કરે તો નવસારીમાં તે ૨૦૦ વર્ષનું હતું. યાને બહમન કયકોબાદ અથવા વીકજી કુકા કે જેણે ૧૬૦૦ માં સંજાણનો કિસ્સો લખ્યો, તે એમ કહેવા માગે છે, કે સંજાણાઓને નવસારી આવી વસ્યાને ૨૦૦ વર્ષ થયાં. એટલે ૧૬૦૦ ની ૨૦૦ વર્ષ આગમજ તે ૧૪૦૦ થયાં, ત્યારે બહમનના કહેવા પ્રમાણે સંજાણાઓ નવસારીમાં ૧૪૦૦ માં આવી વસ્યા, એટલે ગોયા બહમનના વખતમાં પણ ૧૪૧૯ નો સનેજ નવસારી આવવાનો ગણાતો હોવો જોઇએ.

હવે આપણે આ ત્રણે મોબેદોને ૧૪૧૯ માંજ આવેલા ગણીને તેઓની ૧૬૦૦ સુધીની એટલે બહમન કયકોબાદે કહ્યું, કે આજથી ૨૦૦ વર્ષ ઉપર આપણા વડવાઓ નવસારીમાં આવેલા ત્યાં સુધીની પેઢી તપાસીએ. પહેલાં આ બહમનનીજ પેઢી લઇએ. એનો વખત ૧૬૦૦ થી ૧૬૨૬ છે અને તેની પેઢી નાગણ રામ ૧૪૧૯ સુધી ૬ આવે છે એટલે ૨૦૦ વર્ષની ૬ પેઢી બરાબર ગણાય છે. એજ નાગણ રામની પેઢીના મેહરજી ફરેદુનની પેઢી પણ ૨૦૦ વર્ષે ૬ આવે છે એજ કુટુંબમાં વળી ૨૦૦ વર્ષની પાંચ પેઢી પણ મળે છે, જે જરા શક ભર્યું લાગે છે.

હવે ચાંઇયાં શાએરની પેઢીમાં બસો વર્ષની પાંચજ પેઢી મળે છે. એ કુટુંબમાં એકજ હમજીયાર ચાંઇયાંની પેઢી જુની આવે છે હવે ખુરશેદ કામદીનની પેઢીમાં ૧૬૦૦ માં હોશંગ આશા મળે છે, જેની ખુરશેદ કામદીન સુધી પાંચજ પેઢી થાય છે. એજ ખુરશેદ કામદીનમાં શાપુર રાણાનો વખત ૧૬૦૦ મળે છે, જે ૭ પેઢી ગણાય છે. એવી રીતે આ ત્રણે કુટુંબોમાં ૨૦૦ વર્ષની પાંચ અને ૭ એમ પેઢીઓ મળે છે, જો કે કાયદાસર તો ૨૦૦ વર્ષની સાત પેઢી ગણાવી જોઇએ.

આ સઘળી બાબતો બરાબર સમજવાને માટે મેં આ સાથે સઘળા અથોરનાન ટોળાની એક વંશાવાળી આપી છે, જે અથોરનાન વાંચનારને ઉપયોગી થઈ પડશે.

---

